# પ્રસ્તાવના.



બીજી ભાષાઓ સાથે સરખાવતા માલુમ પડે છે
કે ગુજરાતીમાં પુસ્તકોની ઘણીજ ખોટ છે એ ખોટ કેમ
પુરી પડે? વાંચવાનો શોખ વધે તોએ ખોટ કંઈક દર [illegible]
[illegible] વાની આશા રાખવામાં આવે.-ગુજરાતી વાંચનારા
[illegible] ને ખુશી સાથે કંઈક પણ વધુ ફાયદો થાય એવી
[illegible] લ નીકળવી જોઈએ. મોટા મોટા વીશયો જેવા
[illegible] ઉપર ગ્રંથ રચાયનો ઘણુંજ ઉત-
[illegible] દા થાય પરંતુ જયાં સાધારણ
[illegible] ના પુસ્તકો વાચના [illegible] મળે ત્યાં એવા ભારે [illegible] ના
[illegible] કોકોણ બહાર પાડે?

દરેક પુસ્તકના બે પ્રકારના વાંચનાર હોય છે. એટલે
એક પ્રકારના વાંચનારને એક પ્રકારનુ પુસ્તક સુકુલાગે
અને તે તેને નામને ખાતરજ ઉથલાવી જાય-અને બીજા પ્રકા
રના લોકો તેને હેતથી વાંચે. આથી એક ચોપડી જેને
કેટલાએક જણ સારી કહે તેનેજ તેથી ઉલટી પદયતીના વાં-
ચનારહલકી કહે આમ છે ત્યારે બંને વર્ગને આનંદ ઉપજે
એવું પુસ્તક કરવું એ મોટા વીરલાનું કામ છે. આ
પુસ્તકનો પેહેલો ભાગ કેવળ કલ્પનાનોજ છે.

પ્યારા વાંચનારાઓ આ સદીમાં ચોપડીઓ તેમજ
ચોપાનીયાંઓ ઠામ ઠામ પ્રસીધ્ધ થતા જોવામાં આવે છે. આ
ચોપડી વાંચનારાઓ જો પ્રસીધ્ધ કર્તાના ઉપર કૃપા કરીને
પુરેપુરી વાંચશે અને કંઈપણુ સાર ગ્રહણ કરશે તો ની-
શંક તેઓની હાલત ઘણીજ સૂધરશે. એ ગ્રંથના ચાર

ભાગ કીધા છે. પેહેલું તો પ્રીય વાંચનારાઓને ભરતોદય સાથે ઓળખાણ કરાવ્યું છે પછી આર્યોની સંસારી સ્થીતી કેવી છે અને તેને સુધારવાને કયા ઉપાયો યોજવા તે દર્શાવેલું છે બીજા ભાગની અંદર બાળક શબ્દનો અર્થ, તેઓ સાથે કેમ વર્તવું, અને કેવી રીતની કેળવણી આપવી. ત્રિજા ભાગમાં બાળલગ્ન મારા આર્ય બાંધવો આહા! આ વીશય ઉપર કેટલા ગ્રંથો લખાયા છે પણ મારા બાંધુઓ જરાપણ ધ્યાન આપતા નથી. ન્યાત વરઘોડા વગેરે પણ એમાંજ દર્શાવ્યા છે ચોથા ભાગમાં સ્ત્રીને લગતા વીશયો વીધવા અહા! આ વીશયોને માટે મી૦ બેહેરામજી મલબારી કેટલી કોશેશ કરે છે. સ્ત્રી અભણ તેથી કેટલા ગેરફાયદા થાય છે? સ્ત્રીના વ્હેમો વગેરે દર્શાવ્યા છે.

ગ્રંથ કર્તા પોતે વીદવાન નું ડોળ ઘાલતો નથી પણ ગ્રંથકર્તાની ઈશ્વરને એટલીજ અરજ છે કે ઓહો! ઈશ્વર મારા આર્ય બાંધવોને દુઃખમાંથી છોડાવ અને તારા શીવાય બીજા કોઈનામાં એ શકતી છેજ નહી. તારા વીના ઝાડનું એકે પાતરં હાલતું નથી માટે અહો જગતનીયંતા મહા પ્રભુ મારા આર્ય બાંધવો ઉપર જરા રેહેમ દ્રષ્ટી કરીને તેઓને દુઃખમાંથી છોડાવ.

છેલ્લે હુ પરમ નમ્રતા પુર્વક પ્રીય વાંચનારાઓને એટલુંજ કહું છઉં કે આ મારૂ પ્રથમ યત્ન છે માટેએમાં ન્યુનતા તથા ખામી હશેજ પરંતુ વીદ્વજનો અને આર્ય સમાજ વીશે શુશીળ એવા સજજનો ગુણમાત્ર ઉપર નજર રાખશે એવી મને પૂર્ણ ખાત્રી છે.



# ઇશ્વર પ્રાર્થના.

કર્તા એ તેઈ લોકયના, દુર્બળના આધાર
પિતા પ્રેમી પામરતણા, મોક્ષતણા દેનાર
લલિત લિલાકારીધી ધણી, આભુમધ્યે જેહ
રાંકડા સહુ બુધ્ધિ હીણુ, પૂર્ણું ન સમજુ તેહ.
મન તારી ભકિત વિશે, જો લાગે જગપાળ
પદ આપે તું મોક્ષનું, ભાંગી ભવ જંજાળ
રચના અદભૂત એકથી, એક દિશે સઉ ઠામ
પ્રૌઢ ગીરી તારા શશી, અવર અલૌકિક કામ
ભુંડોજન પાપીખરો; કુમતી અને કઠોર
તુંજ પાસે માગું પીતા, હરમુજ પાપ અઘોર
દમન પ્રાણુ પામે નહી. આ ભવ તરે ઉલ્લાસ
યાચું ઈશ્વર એટલું, જેથી પોંચે આશ
રાય કૃપા તારી થકી, પામું હું તુંજ ધામ
ખરી સ્વિકારી વિનતી, દીનને દે આરામ.



# भारतोदयनी भेट.

## भविष्य वचन,



એક રમણીય સહવારે સૂર્યોદય–અગાઉ–હું ફરવા સારૂ નીકળ્યો. પવંન ઠંડો વાતો હતો. અને સઘળી વસ્તુઓ આવતા સૂર્યોદયની–ઘણી–આતુરતાથી–વાટ જોતી–હતી–હું વિચારમાં ગુમ–થઈ–ગયો હતો–તેથી હું કેણી તરફ જતો હતો તેનુ ભાન મને બીલકુલ રહયુંજ નહીં આખરે હું હીમાલયની તળેટી આગળ આવી પોંહોચ્યો અને પ્રાતઃ કાળની શોભા આ ગીરીવરના કોઈપણ ઉંચા ભાગ પરથી જોવી એવે ઈરાદે હું ઝડપથી કોઈ કોઈ વેળા વીશ્રામ લેવા જતો તે જગ્યાએ હું ગયો. અરે ! કઈ કલમ આ જગ્યાએ ઉત્પન્ન થતા વીચારોને વર્ણવી શકશે ? હુ હીમાલયના મધ્ય ભાગપર આવેલી એક મોટી વ્રક્ષોથી છવાયલી જગા પર હતો, મારી પાછળ એટલે ઉત્તર તરફ પ્રચંડ કાળી શીળાઓ એક ઉપર એક એમ ગગન સુધી ગએલી હતી જેની ટોંચે સ્વચ્છ સ્વેત હીમ ઉપર ઉગતા ભાનૂના પ્રકાશે કરીને હીરા જડેલો શણગાર ધારણ કીધો હતો જયારે જયારે સૂર્યના કીરણો કોઈ મોટા શોરથી પડતા પાણીના ધોધ ઉપર પડતા ત્યારે તે ધોધ એવી રીતે પ્રકાશ તો કે જાણે તે ગાળેલા રૂપાનો નિરંતર ધોધ પડતો હોય. મારી આગળ મારીજન્મભૂમીએટલે મારો ભવ્ય ભર્તખંડ ધુમરમાં છવાંયલો પડેલો હતો. ધીમે ધીમે એ પાહાડનો સઘળો ભાગ

પક્ષીઓથી સજીવ થયો. તડકો મારા પર પણ પડયો. હુ ત્યાં ગયો તે વેળાએ ત્યાં નિરંતર પડતા પાણીના ધોધ શિવાય જે સઘળુ સુનકાર હતું તે અરૂણના આવવાથી આનંદિત દીસવા લાગ્યું. માણસની વૃતીપર જગાનુ જોર ચમત્કારી છે. મોટા ધમધોકાર વેપાર ચાલે એવાં શેહેરો જયાં માણસોના સુખના અને દુઃખના ગુન્હાના અને લડાઈના અને લક્ષ્મિ પૂજાને લીધે પડતી હજારો વ્યથાના નિરંતર અવાજો આવે છે તે શેહેરો અહીંઆ નથી. અહીંતો સર્વત્ર શાંતી અને અલાપ મનોહર મેળાપમાં માલમ પડે છે. અહીં માણસની જુલ્મી તરવાર, જે અપરાધી કે નિરઅપરાધીને જાણતી નથી, તેનાં કારીજખમ અંહીં માલમ પડતા નથી.

જેમજેમ સૂર્ય ચડતો ગયો તેમતેમ હિંદુસ્થાનના મેદાનો, નદીઓ, શેહેરો, ડુંગરો, ધીમેધીમે મારી નજરે પડતા ગયા. જે દેશની ઉત્તર શીમા આ હિમાલય પર્વત અભેદ રીતે કરે છે તેના જયારે લીલા, કુંજાર ખેતરો, તેની અગણીત આગઓટો વાળી નદીઓ, શેહેરો, મેહેલો કિલ્લાઓ દેહેરાઓ મારી નજરે પ્રાતઃકાળની મીઠી હવામાં પડયા ત્યારે મારા મનમાં એ સુંદર દેશની હાલતના વિચાર આવવા લાગ્યા હું બોલ્યો "અરે ભરતખંડ સેંકડો વરસપર જયારે ઈરાની દારાએ તારો ગર્વ ઉતાર્યો—પછી જયારે શૂરો શીકંદર આવ્યો ને તારી રશાળ ભૂમીને રોળીનાખી—ત્યારેપણ દુઃખમા ધીર્ય એવો ભર્તખંડ તુંજ હતો. અરે! એ યોધ્ધાઓના જવા પછીજયારે મહમૂદ ગીઝનવી એ તારૂંન સંતાંન વાળ્યું—તને લુંટયો—તારા શૂરવિર લડવૈયાઓનો પરાજય કીધો—તારી લક્ષ્મીને લુટી તને મેદાન

બેદાન કીધો—અરે મથુરાં અને સોમનાથની મૂર્તીનો અખંડ નાશ કીધો ને બિચારા પકડાયલા હિંદુઓના તારાગરીબ છોકરા-તેઓને બબે રૂપીએ વેચ્યા અને આખરે સુનાગીઝની શેહેરને સોનાનું બનાવી દીધું ત્યારેજ તેણે તારો કેડો મૂકયો તે વખતે, વાહાલા ભર્તખંડ તુંજ હતો—વારૂ પછી તારી શી સ્થીતી થઈ?–તું પાછો મુગલાઈ વાઘના પંજામાં સપડાયો જેના સખત અમલમાંથી દૂરના શૂરા અંગરેજોએ તને છોડવ્યો તે આજે પણ તુંજ છે, લક્ષ્મી સાથે દુઃખેતું પીડાતો હોય એ હું ઇચ્છતો નથી મુગલોના અમલમાં તું વૈભવ ભોગવતો તે ખરૂં પણ તે કેવી હાલતે? કેવેમને? શું તારા છોકરાં શાંતિ શબ્દ શું છે તે જાણતા? શું તેઓનું મન નિડર હતું? તેઓની મીલકતની શી હાલત હતી? શૂળી–ખીલાવાળું પીપ હાથીનાપગ જે રબંદનો માર પથ્થર બાજી–વિગેરેયમ દ્વારે પોચાડનારા ક્રૂરસાધનો--શું નીરૂદયોગી હતા? ના ના, તે વખતના ક્રૂરકર્મથી હું અજાણ્યો નથી સત્ય છે કે તે વખતના આવા અમલનાં અરણ્યમાં અકબર જેવા રાજ્ય નવાણો થયા પણ જયાં ચારે તરફ જુલમ અને ગેરઈનસાફ ત્યાં થોડા વખતની મળેલી શાંતીથી કંઈ અધિક ફાયદો થતો નથી.

આબધું હું આ વેશમાંને આ વેશમાંજ બોલી ગયો હતો. મેં જરા દમ ખાધો અને આકાશ તરફ નજર કરીને કહયુ અરે જગ્દીશ્વર તેં આખરે આ દેશને હમેશનુ શાંતીનું દાન દીધું. ચિંતા નહીં જો હિંદુસ્થાન ' પાછા મેદાનો તરફ ફરીને હાલમાં તારી પાસે તારી પૂરાતન લક્ષ્મિ નથી તોપણ તું યાદરાખ કે તને ઈશ્વિરે પશ્ચિમમાં રેહેના-

શે એક દુરની પ્રજાના હાથમાં મેહેલીને તારૂં રક્ષણ કીધું એ લોકો કેવા છે કે જેને સરસ્વતિની કૃપા છે—જેને વાયુ—જળ—અને અગ્નિ જેવા સમર્થ વિરો તાબે—જેની સેવામાં કુબેર રાત દહાડો રેહે છે. જે દયાવાન શાંત અને સદ્ વિચારવાળા છે તો તું તેવાના હાથમાં રહીને કેમ પાર ન પડે ? તું કેમ તારી આગલી પૂરાતન જાહોજલાલીને પાછી હાથ ન કરે અને વિદ્યા અને બળે કરીને આજ જે પ્રજાઓ શ્રેષ્ટ અને સુધરેલ ગણાય છે તેઓમાં તું કેમ ન બીરાજે ?

અરે ! ભર્તખંડની ચ્હડતી થવા વિશે વિચાર કરવો એ વાત એક છે અને એ કામમાં તેને ફતેહમંદ થએલો જેવો એ વાત બીજી છે. ભર્તખંડે જે ધ્દ્રિ. વૈભવ અને સુખો પેહેલાં ભોગવ્યાં તે સઘળાથી દુર થઇને શું હવે તે પાછો પોતાની અસલની દિવ્ય સ્થિતિને નહી પુગશે ? શું એનું આગલું તેજ તે સ્વપ્નું થઈ ગયું ? શું હવે આ ભૂમીઉપર કોઈ વીર રહયા નથી ? શું આર્યોની નોબત ફાટીને ડંકો બંધ પડયો ? શું આર્યોના નિશાનો ધુળમાં રગદોળાયાં તે પાછાં એકવાર પવનમા કીલ્લાઓ ઉપર નહીં ફડફડવાનાં ? અરે શું આ અજ્ઞાનરૂપી અંધારાને દુર કરવાને સુધારાનો અને વિદ્યાનો અરૂણ આર્ય ભૂમી ઉપર કોઈ દીવશ પણ પ્રકાશવાનો નથી ? જે ભર્તખંડની લક્ષ્મીએ પરદેશીઓને પોતાની લક્ષ્મી અને વૈભવે કરીને લલચાવ્યા જે ભર્તખંડને વિશે પશ્ચિમના લોકોમાં એવા એવા અનુમાનો ચાલતાં કે એ કોઈ જાદુઈ મોહક ઈંદ્રપુરી જેવો દેશ છે, જે ભર્તખંડમાં કીરતારની કરૂણા એટલી બધી ફેલાયલી કે જે જે સુખના સાધનો આવર મુલકના લોકો-

ને પ્રાપ્ત થતા અને જે તેઓ બીજા દેશોની સાથેના વ્યવહાર શિવાય મેળવી શકતાજ નહીં તેને સાધનો પૂરા પાડવાને આ દેશ પોતેજ સમર્થ હતો—અને છેલ્લે, જે ભર્તખંડે કાળના ચક્રમાં આવી, અને કાળના ઝપાટા ખમી, પોતાનું માથું ઊંચું રાખેલું—તે મારા રૂડા રસાળ-- અને રાજેંદ્રભર્તખંડને આજે આવી નિચ--અજાણ અને કકળતી સ્થિતીમાં જોઇને હું ઘણોજ ખિન્ન થાઉં છઉં-મને શોક કેમ ન થાય વારૂ? મારૂ હૈયું એની દુર્દશા જોઇનિ કેમ ના ફાટે? એજ દેશમાં હું જનમ્યો અને હું એજ દેશમાં ઇશ્વિર કરશે તો મરીશ, પણ એ રૂચીરભૂમી આવીને આવી હાલતમાં રહેતો મને મરતાં પણ શાંતિ મળવાની નથી. ધન્ય છે પેલા અંગરેજી કવીસર ઉઑલ્ટર સ્કૉટને સ્વદેશાભિમાન રહીત માણસને કેવો એ કવિ ગણે છે. મુંજી નફ્ટ અને જીવતો મૂઓ હોય તેવો ગણે છે. એ નામાંકીત કવિ કહે છે કે "અગર એ માણસ (સ્વદેશાભિમાન વગરનો) ઘણોજ ધનાઢ્ય હોય. મોટામોટા એલ્કાબો ધરાવતો હોય તોપણ એવા માણસની દોલત અને પદ્વી ઉપર ધુળ પડી! બળ્યું તેનું જીવતર! આહા! આ કેવા વચનો ઇશ્વિર કરેને પૃથ્વિની સપાટી ઉપર એવો કોઈ મુંજી અને નફ્ટ ન હોય કે જેને સર ઉઑલ્ટર સ્કૉટના ચાબકા લાગુ પડે,

"સ્વદેશાભિમાન! સ્વદેશપ્રીતિ! અરેરે! જે દેશના તનુજોમાં સ્વદેશાભિમાન ગુણ ન મળે તે દેશની ખરી કમબખ્તી સમજવી જે અનર્થ, પતિના આધાર વિનાની કોમળ સ્ત્રીનો થાય છે તેવોજ અનર્થ ને દેશને ધુળધાણી બનાવે છે. કદાપીજો ધરૂવના કડકડતી ટાઢવાળા અને બરફથી ઢંકાયલા મૂલકો તરફ હું નજર કરૂં છઉ તો ત્યાં પણ

મને એવો કોઈ મજી નથી મળતો કે જેને પોતાની ઉજ્જડ અને બરફથી ઢંકાયલી જમીન. જ્યાં છ મહિના સુધી તો સુર્યોદય નથી અને છ મહિના સુધી તો રાત્રી નથી. જ્યાં આપણા દેશની માફક મોહોલ્લા નથી બાગબગીચા નથી નાટકશાળાઓ નથી મિષ્ટ પક્વાનો નથી સુંદર વાહનો નથી અરેરે! આપણાં જેવા પેહેરવાના લુગડાં પણ જ્યાંના લોકોને નથી તેવા માણસોને સ્વદેશાભિમાન છે અને આપણા રણજીત અને રાજેંદ્ર જેવા ભરતખંડના તનુજોને સ્વદેશાભિમાન નથી! અરેરે! અફસોસ! અફસોસ!

અગર આફ્રિકાના ધગધગતી રેતીના રણોવાળા મૂલકો તરફ હું જ્યારે મારી આંખ ફેરવું છઉં તો મને માલમ પડે છે કે ત્યાં પણ કોઈ એવો મઢ પુરૂષ મળવો મને કઠીણ પડશે એ રણો કેવા નાશકારક અને ભયંકર છે તેનું અવલોકન વાંચનાર ગ્રહસ્થોને પોતાનેજ સોંપું છઉં જ્યાં પક્ષિઓનો સંચાર નથી વૃક્ષો ફળફળાદી નથી સેંકડો કોશ સુધી અગ્નિમાં બફાયલા પ્રવાશીના ગળા સુકાયલા, ઠંડા કરવા, અરેરે! તેઓને મરતા બચાવવાને પણ પાણી ન મળે જ્યાં પ્રવાશીઓને પળે પળે અને ઘડીએ ઘડીએ રેતીના ડુંગરા મોતના પંજાની બીકમાં નાખે છે વળી મારી ખાતર જમાં છે કે અમેરીકાના ઈંડીયન્સો અને મુખ્યત્વે કરીને એંન્ડીસ પર્વતોનો રેહેવાશી પણ પોતાના મેદાનો, ખાઈઓ, નાળાઓ, અને વૃક્ષોને આજના સુધરેલા યુરોપના પારીસ અને લંડનના રેહેવાશી જેમ તેઓના સુંદર શેહેરોને ચહાય છે તેમ ચહાતો હશે. આમ છે ત્યારે સ્વદેશ પ્રિતિ સર્વત્ર છે પણ હું શું કરી શકો? મારાથી શું રંધાયું? મારાથી મારા મનોહર. શોભ<sup></sup>વાળા કાંચનની કિમ્મતની ભુમીવાળા રત્નો અને સુનાની

ખાણુ જેવા, રસાળ અને રાજવીદેશને માટે શું બન્યું ? કંઈજ નહીં.

અહો વિશ્વપતે, હવે તું મને સહાય થા તારી કરૂણાની વૃષ્ટી ભર્તખંડની ભૂમીઉપર વરસાવ અને કુસંપ અને અજ્ઞાનતાના દુષ્ટકાળોને દૂર કરદેશોત્કર્ષને માટે-કવિઓ તેઓની કલમો ચલાવે ભાષણ કરતાઓ તેઓનું વકતૃત્વ નિત્ય ખાલી કરે વર્તમાન પત્ર વાળાઓ ઘણુંએ બુમરાણ કરી મૂકે તોપણ ઓ દીનદયાળ પ્રભૂ, તારી ઈચ્છાવિના એક પણ પાતરૂં તેમાંનું હાલવાનું નથી. તું તણુસલાનો મેરૂ કરવાને સર્વ સમર્થ છે પલકમાં રંકને રાય અને રાયને રવડતો બનાવે છે. ત્યારે, અરે ઓ કૃપાનિધિ ઓ વિશ્વ વ્યાપક ઈશ્વર ! તું ભર્તખંડની વાહારે ધા અરેરે એને બુડતો બચાવ ! હવે એના દુઃખની સીમા રહી નથી- માટે ઓ વિશ્વ વ્યાપક તું. એનું દુઃખ દુર કર ! એ બચારાએ ઘણું વેઠયું હુ ધારૂં છઉં કે જો એની જગ્યાએ કોઈ બીજા દેશો આવી હાલતમાં હોયતો આજે પૃથ્વિની સપાટી ઉપર પણ નજર ન આવતે !

જેમ જેમ મારા શોકમાં તલ્લિન થઈ મન ચક્ષુએ હિંદુસ્થાનની હાલત ઉપર વિચાર કરતો હતો તેમ તેમ દેહભાન જતું રહ્યું અને હું આવતા-વખતના વિચારરૂપી વાદળા ઉપર ઉડાણ કરવા લાગ્યો. હું કયાં ગયો હતો અને કયાં જાઉં છઉં તેનું મને કંઈજ ભાન ન હતું. બસ માત્ર મેં મારા મોંઆગળ ભર્તખંડ તેની પડેલી હાલતમાં પડેલો જોયો. માંરી આંખમાંથી દડદડ આંસુની ધરા ચાલવા લાગી. આવી શોક ભરેલી સ્થિતીમાં હું કયાં સુધી રહયો તે મને માલમ નથી. પણ જયારે આખરે મેં આસપાસ જોયુંત્યારે મને એક વૃધ્ધ પુરૂષ થોડેએક દુર

આવેલા વૃક્ષની છાયાં તળે બેઠેલો માલમ પડયો. તેની મુખ મુદ્રા ઉપરથી માલમ પડતું કે તે કોઈ મહાન પુરૂષ છે, તેનો પોશાક કેવળ સફેદ હતો અને તે ઉપરથી એમ લાગતું કે તે કોઈ સાધુ પુરૂષ છે. તે મારી તરફ દયા ભરેલે ચ્હેરે જોતો હતો મે એવો વિચાર કર્યો કે એવૃધ્ધ પુરૂષની સાથે સાથે હું હવે પાછો સ્વસ્થાને જાઉં. હું હળવે હળવે તેની પાસે ગયો. મેં તે વૃધ્ધ પુરૂષના મૂખ ઉપર એવો પ્રકાશઅને મનોહરતા દીઠાં કે એવા મને કોઈપણ દિવસ મારા જાતિ ભાઈઓમાં નજરે પડયા નહોતા, એ પુરૂષની આગળ મારા મગજ ઉપર એક અગમ્ય અસર જોર કરવા લાગી અને મેં એકદમ મારૂ, માથું તે પુરૂષના ખોળામાં મુકયું. તેણે પોતાના વૃધ્ધ અને સુવાળા હાથે મારા માથાઉપર હાથ ફેરવી આસનાવાસના કીધીઆખરે તે કેટલાએક વખત પછી બોલ્યોઃ—

"અરે! આર્યના કુળમાં ઉતપન્ન થએલા યુવાન! તને શોકાગ્નિમાં બળતો જોઈને હું ઘણોજ ખિન્ન થાઉં છઉં. તારા મનમાં શું વિચાર આવ્યા છે તે હું સારી રીતે જાણું છઉં પરંતુ મારે તને કેહેવું જોઈએ કે તું વ્યર્થ શોક શામાટે કરે છે? ફોગટ મૃગજળ પાછળ શામાટે ધાય છે? જેમ ધુમાડાના બાચકા ભરતા ધુમાડો હાથમાં આવતો નથી તે પ્રમાણેનો આ તારો શોક છે. આજ આખો દીવશતો શું પણ વરસોનાં વરસો સુધીનું આ પ્રમાણે શોક કર્યા કરશેતો તે બધો નકામો"

જે પુરૂષે મારા મનના વિચાર સાંભળીને આ પ્રમાણે ઉત્તર આપ્યો તે પુરૂષ કોણ છે કોણ નહીં તે જાણવાની મને જીજ્ઞાસા ઉતપન્ન થઈ. તેની પાસેના એક પથ્થર ઉપર હું બેઠો અને તે વૃધ્ધ પુરૂષને વિનય પૂર્વક

તેનું નામ ઠામ કહેવાને કહ્યું. મારો આ સવાલ સાંભળીને તે ગદગદિત કંઠે બોલ્યો “ અરે, વિર અને આર્યોના કુળમાં ઉતપન્ન થએલા પુરૂષ, જો મેં તારા વિચારો આગળથી ન જાણ્યા હોતતો, હું તને ઉત્તર આપતેજ નહીં. પરંતુ તારા મનનો ઉભરો તેં અજાણપણે અને તું એકલોજ છે એમ જાણીને શબ્દરૂપે કહાડયો. તે મેં આ ઝાડના ઓથામાં ઉભો રહીને સાંભળ્યો. અને એજ માટે હું તને હું કોણ છઉં કોણ નહીં તે કહું છઉં. તું શાંતીથી અને ચિત્ત દઇને સાંભળ. મારૂં નામ ભરતોદય છે. અર્થાત તારા દેશના સુખ, વૈભવ ઈત્યાદી સઘળાં સારાંવાનાનું હું મૂળ છું. હાલના આર્યોની કુચાલ, અનિતિ, કુસંપ, અને મદોન્મત પણું જોઇને મેં તારા ભર્તખંડનો ત્યાગ કીધો . હું તારી લાંબા વખતથી માર્ગ પતિક્ષા કરતો હતો. અને મેં તને ઉદ્વિગ્નતામાં ગર્ક થઈ ગયેલો દીઠો. તેથી મેં તને પ્રથમ કંઇપણ કહ્યું નહીં. પણ તારા રદયના ઉકળાટનો કેવી રીતે અંત આવે છે તે જોવા મુનીવૃત ધારણ કરી અત્રે બેઠો.”

આ શબ્દો સાંભળીને હું ચકિત બની ગયો. જેને માટે હું આટલો શોક કરતો હતો, તેતો મારી આગળ છે. એ જોઇને મને હર્શનાં આંસું આવવા લાગ્યા. મે વિચાર્યું કે હું યથા શકિતએ એને વિનવું. એના ઓવારણા લઉં, એનો દાશ થાઉં, અને હરેક પ્રકારે એનું શાંતવન કરીને, એને પાછો મારા દેશમાં— નાના એના પોતાના ધામમાં લૈ જાઉ. પણ મારી આ ખુશી ઝાઝીવાર ટકી નહીં મને લાગ્યું કે તેણે મારા વિચારો જાણ્યા. કારણ કે તે જરા ખિન્ન મૂખે બોલ્યો.

“ હે આર્યબાળા, જે ઉત્તમ કુળથી ઉત્તપન્ન તું

થયો છે તે કુળની વર્તમાન વર્તવાની રીતોથી મને નથી લાગતું કે મારૂં દર્શન તારી ભૂમી ઉપર ફરીથી કરે.

તારા શૂરવિર વડીલોએ કીર્તિની વાડીમાં જે યશના વૃક્ષો રોપ્યાં હતાં, તે તારા બાંધવોએ અને જાતિ ભાઇઓએ મુખ્યત્વે કરીને આર્યોએ નાશકરી નાંખ્યાં. જે રસાળ ભૂમી ખેડવાને વારસામાં આપી હતી, તે ભૂમીને તેઓ આજે બગાડીને જંગલ બનાવે છે. જે વિદ્યાઓ તમારા લાભને માટે પૂરાતન કાળથી કસાઇને તમારે માટે ગ્રંથોમાં સમાવેલી તેનો તમે તિરસ્કાર કરીને તમે દુરવ્યસન અને અંધકારમાં પડેલા છો. અરેરે! હાલમાં સૂધરેલી પ્રજાઓ જે ગણાય છે તે તમારી ઘણીખરી વિદ્યાને પ્રતાપે ત્યારે અરે! મારા આર્ય બાંધુઓ તમારી આંખ ઉઘાડીને તપાસી જૂઓ. અને ત્યારપછી તું તારી ભૂમીમાં મને પાછો તેડવાનો વિચાર કર. આજના આર્યો શૂં કરે છે? અને પેલા પશ્ચિમના લોકો શું કરે છે? તારા દેશીભાઇઓની પુરાતન સ્થિતી, અને તારા રસાળ અને રાજેંદ્ર ભર્તખંડ ઉપર રાજય કરનારા પુરૂષોની સ્થિતી સરખાવ. જો હું તને કહું કે બે એક હજાર વરશ ઉપર તારા રાજયકર્તાઓ ઘણા અજ્ઞાન હતા—ખરો ઇશ્વિર કયાં છે તે જાણતા નહોતા—વૃક્ષોને માનતા— કળા કૌશલ્ય શું છે તેતો તે લોક જાણતાજ ન હતા. અને હાલ જેવા નરડા દુબળા વિદ્યા, કળા, અને કૌશલ્ય જાણે છે. તેટલાજ તે લોકો પણ જાણતા હતા. ત્યારે તું તેઓ નો આજનો વૈભવ બળ, ચમત્કારીક બુધ્ધી. પ્રભૂ ભક્તિ, સદા ચાર જોઇને વિશ્મીત થયાવિના રેહેશેજ નહીં. હવે જરા વિચારપૂર્વક મનન કર કે આ અદભુત ફેરફાર એ પુરૂશોમાં કેમ પ્રાપ્ત થયો. શા પ્રકારે એ સુભટોએ આટલી પ્રઉઢતા મેળ-

થી? તમને આર્યોને કંઈ સૂઝે છે? હું કહું–સદવિચારથી–જેજે રૂઢીઓ નાશકારક છે એવી જોઈ–જેજે વ્હેમોથી તેના દેશોત્કર્ષને વિઘ્ન થશે એવા જોયા–જેજે કુધારા સુધારાના સૂળો થઈને પડેલા જોયા–તેતે રૂઢીઓ, વ્હેમો, અને કુધારાનું એ સજ્જનોએ ખંડન કીધું. અને એમ કરવાથી શું ફળ તેઓને પ્રાપ્ત થયું? આ લોકનું સૂખ, અને પરલોકનું સૂખ, મારા છેલ્લા શબ્દો સાંભળીને તું જરા ખંચાશે. પણ વિચાર કર કે જ્યારે તારા આર્યો પોતાનો ખરો અને એક ઇશ્વરને માનવાનો સાચો ધર્મ છોડીને હાલમાં ચાલતી રૂઢીઓ–મતો–અને ક્રીયાઓ પ્રમાણે માણસથી પણ કનીષ્ટ, અને હસ્તકૃત વસ્તુઓને નમે–મનશાદેહની ઉતમતા ભૂલી જઇને શક્તિહીણ પદાર્થોને પોતાનો અમર આત્મા સોંપે, અને એથી કરીને વીશ્વના ખરા નાથને ભૂલી જાય. અને પેલી તરફ પેલા માણસો તેઓની બુદ્ધી અને તર્કશક્તી એ ખરૂં ખોટું તારવીને સત્યનું ગ્રહણ કરે–અસત્યને વર્જે. અને એથી પરીક્ષ્રહને પ્રસન કરે તો આ બેમાં પરલોકનો અધીકાર કોને વધારે છે? કદાપી બીજા દેશની સ્થીતી સાથે સરખાવતાં તું એમ કહેશે કે પીંઢારાનું ટોળું આવીને ગામડાં અને મોટાં મોટાં શેહેરો ઉજડ કરતું હતું. ભીલ લોકો, મુસાફરો અને યાત્રાળુઓને લુંટી લેતા હતા—તથા ધોળે દહાડે ભર વસ્તીમાં લુંટ ચલાવતા હતા તે–રજપુતો અને કણબીઓ દીકરીઓને દુધપાતી કરતા હતા તે–વેપારીયોની સાથે તીર કામઠાવાળા વળાવાઓ રાખવા પડતા હતા–દેશી રાજા રાણાઓના સીપાઇઓ ગુન્હો મનાવવાને માટે ગરીબ રૈયતનાં ડોકાં ઉડાવતા હતા–મુસલમાન લોકો હીંદુઓને મારી બાંધીને મુસલમાન કરતા હતા–તવંગરોને તેઓની પુંજી જમીનમાં દાટવી પડતી હતી–સતી થવા-

નો ચાલ—ગુલામગીરીનો ધંધો—અમલદારો રૈયતના બચ્ચા બાલાની આબરૂ લુંટતા—તે બધું હવે હમારી શાણી બ્રીટીશ સરકારના વાવટા નીચે વગર ભયે રહે છે. તું કહેશે કે હમે કક્કો પણ ભાગ્યેજ વાંચી શકતા. હમારે માટે નીશાળો નહોતી—તે સઘળા સાધનો હમારી પાસે હાલ છે; હમે ભભકાદાર હવેલીયો ઉઠાવીયે છીએ. હમારી સો વર્ષ ઉપર જે સ્થીતી હતી તેના કરતા હાલ હમારી હાલત સારી છે.

તમારી સ્થીતી સુધારનાર કોણ ? પેલા ગોરા લોકો કે કોઇ બીજા ? તારા દેશી રાજાની સ્થીતી કેવી છે ? રાજ્યનો પાયો સારો હોયતો રૈયત પણ સારી હોય એમાં કંઇજ નવાઇ નથી. શું તું આ કેહવતોથી વાકેફગાર નથી ? " ગાયને સુખ તો ગર્ભને સુખ. " યથા રાજા તથા પ્રજા. ધણી વગરનાં ઢોર સુનાં. " માહારી કેહેવાની મતલબ એટલીજ છે કે જેવા રાજા તેવી પ્રજા.

હિંદુસ્થાનમાં અંગ્રેજો આવ્યા પછીતો તારા દેશની કંઇક પણ હાલત સુધરીછે એ વાત ખરીછે. પણતારા એક દેશીરાજાનો અનેઅંગ્રેજ સરકારનો મુકાબલો કર. પછી તને એ બંને રાજાઓ વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત માલુમ પડશે. તારા દેશી રાજા જુલમી, અને સ્વાર્થી હોય છે. એવા જુલમી સ્વાર્થી રાજાઓના પદભ્રષ્ટ થવાથી પ્રજા ઘણીજ રાજી છે. અને હાલમાં જે દેશી રાજાઓ છે તેઓએ તેઓની રાજ્યનીતી ધીમે ધીમે સુધારવા માંડી છે. જો તારા "ફરઝંદે ઇંગ્લીશીયા" ને તેણે તેના રાજ્યમાં કૉલેજ કહાડી—દવાખાના કહાડ્યા વીગેરે કેટલા એક લોકોપયોગી સુધારાઓ કીધા છે. જ્યારે પેહેલવેહેલા અંગ્રેજોએ આવી તારા દેશમાં સ્કુલો સ્થાપી ત્યારે લોકો બબડવા ફફડવા લાગ્યા કે, એતો એની ભાશા શીખવીને છોકરાઓને ઇગ્લંડ જવાને માટે ગટરપટર સમજાવી

ને સ્ટીમરમાં ચહડાવી દેશે અને હજુ પણ તેઓ પાદરીઓની (મીશન) સ્કુલોમાં મોકલવાને ઘણોજ આચકો ખાય છે; તેઓ વળી એમ પણ કેહેતા હતા કે એતો પેલી ગોળી ફૂંકનારી બંદુકડીઓ હાથમાં પકડાવશે. પ્રજાના સુખને માટે જ્યારે રેલવેની ગાડીયો આંમથી તેમ દોડાવવા માંડી, ત્યારે પેલા બુઢ્ઢા કાકાઓ કેહેવા લાગ્યા કે એતો કોઈ વખતે પોતાને એકદમ આપણી દોલત લૈને ગચ્છંતી કરીજવા સારૂ આગળથી પાળ બાંધે છે. હાલના ઘણાખરા દેશી રાજાઓ અભ્યાસ કરતા નથી અને અફીણુમાં અમનગમન કર્યા કરે છે. તેથી તેઓની અક્કલ બેહેર મારી ગઇ છે. તેઓ રાજ્યનીતી કેવી જોઇએ તેનો લેશમાત્ર વીચાર કરતાજ નથી. પોતે કક્કાને કુટી મારે એવા એટલે ઇનસાફ શબ્દ શું.છે તેતો સમજતાજ નથી. ત્યારે બોલ તારા દેશી ભાઇઓ સુખી છે કે દુખી? તેઓને ઇનસાફ મળે છે કે ગેર ઇનસાફ ? હમણા ન કરે ઇશ્વર ને તારા દેશનો કોઇ પણ રાજા ગુજરી જાય તો તેના રાજ્યના કેટલા ભાગ પડે છે ? તારા જેવીજ રૂઢી જો તારી સ્વદેશી ભૂમી ઉપર અમલ કરનાર પેલા ગોરા લોકોમાં હતે તો આજે તેઓ જે ઇંગ્લાંડ ઉપર કેટલાઓ વરશ થયા સલાહ સંપથી રાજ્ય કરે છે તેના કટકે કટકા થઇ ગયા હતે. શું તું આ કેહેવતથી અજાણ્યો છે કે " સાત પાંચની લાકડી અને એકનો બોજો ? " તે પ્રમાણે તેઓ બધા સલાહ સંપથી રહે છે. અને તેઓમાં જે વડીલ હોય છે તે રાજ્યપદ ધારણ કરે છે. અને તે તેના ભાઇ ભાંડુઓને ખરચવા કંઇક રકમ અપાવે છે. તારા દેશને પેલા ભલા મરહુમ વાઈસરાય લોર્ડ રીપન સાહેબે એક દાન દીધું તે તો તારા દેશીઓથી જળવાયું નહીં ત્યારે એવોજ તારા દેશીઓમાં સંપ કેની ? અને એવા કુસંપ કજીયામાં મારે પ્રવેશ કરવો એ મને ઘટીત છે;

એમ તું કેહેવા માગે છે!

તું એમ કહેશે કે હમારાપર પ્રભૂ રૂઠયોનથી-હમે કંઈભીખારૂ નથી થયા- હજી પણ એવા એવાં સૂખો ભોગવીએ છીએ કે બીજા દેશના લોકોને મળતા નથા. તો તેના જવાબમાં હું એટલુંજ કહુંછઊં કે તારા વીચાર ભૂલ ભરેલા છે-મારે પેહેલા એટલું કહેવું જોઇએ કે હું તમને દુઃખી જોવાને ઈચ્છતોજ નથી-કાળાંતરે પણ નહીં-પણ તું ઊંધો વીચાર કરે છે-તારા પીતાની એક કરોડની સમૃદ્ધી હતી. તે તું જાણે છે. હવે તે લક્ષ્મીમાં તેં તારી ગેરવર્તણુંકને માટે ઘણો ઘટાડો કીધો. (કારણ કે ઈશ્વિર ન્યાયી છે માટે સારૂં કરશે તો સારૂ ફળ મળશે અને નઠારૂં કરશે તો નઠારૂં ફળ મળશે) અને હાલ તારી પાસે દશ હજાર રૂપીઆ રહ્યા. હવે તું આજ ઉપરથી વીચાર કર કે એક કરોડના તેં દશ હજાર કીધા તેથી તારો ઉદય થયો? તેં ડહાપણ વાવર્યું? તેં તારો કુળધર્મ બજાવ્યો? ના ના એજ વાત તારા બગડેલા અને કનીષ્ટ બુદ્ધીના આજના આર્યોને લાગુ પડતી છે-એઓની પાસે જે હતું તેમાં વધારવાની શક્તી તો ક્યાંથી મેળવે પરંતુ તે સઘળુ ખોયું-માર ખાધા પણ વીર્યહીણ થએલા માટે પુરૂશત્વ ન મળે ને કાંચળી પેહેરીને બધું જોયાં કીધું-એ સઘળું શાથી? કયો ખોડો તમારામાં ભરાયો છે કે જે તમને આ પ્રમાણે પાયમાલ બનાવે છે? અને તમારૂં સત્યાનાશ વાળે છે? ખરાબ ધારાઓ અને ખરાબ ચાલો-"

હું શું બોલું? મારી જીભ તાળવેજ ચોંટી રહી. સુયાણી આગળ પેટ તે કેમ છુપાવાય? હીંદુસ્થાનમાંથી જો ખરાબ ચાલ અને વ્હેમોનો ખોડો દૂર થાય તો, પાછી એ ભરતોદય મહારાજની પધરામણી થાય. દહાડો ઘણો ચહડયો જોઇને, મને કંઈપણ ફરાળ કરવાને કહ્યું. મારા દેશનો દીવશ

ફેરવવાનું ભરતોદય મહારાજના હાથમાં છે. એ વી-ચારથી મને મારૂં ઘર કુટુંબ કંઈ સાંભળયું નહીં. ક્ષુધાતો લાગેજ શાની. મારી નજર આગળ તો મેં ભરતખંડને સુખ અને વૈભવમાં ઝીલતો માત્ર જોયો. મેં ત્વરાથી મારી ક્ષુધા, ફળોનો અહાર કરીને શાંત કીધી. નીર્મળ પાણી પીધું. અને પલાંઠી વાળીને મારા જમણા હાથપર મારૂં મસ્તક ટેકવીને એકાગ્રચીતે ભરતોદયના અમુલ્ય અને ચીંતાકર્ષક વચનો સાં-ભળતો હતો. મને સ્વસ્થ થઇને બેઠેલો જોયો.ત્યારે ભરતોદયે મને કહ્યું "જે જે કારણો મે તને ઉપર બતાવ્યા, તે તે કારણો-ને લીધે, મારે હીંદુસ્તાનમાંથી પલાયનકરવુ પડયુ—હું જાણું છ-ઊં કે મારાથી રહીત થઇને આર્યો સૂખી થયા નથી. પણ જ્યારે તેઓને અનીતી અને વ્હેમોની સોબત રૂચીર લાગે છે, ત્યારે મારે તેઓની પાસે રેહેવુ એ વાસ્તવીક નથી. માટે અરે! બાળાતારા દેશીઓએ મને પ્રાપ્ત કરવો, એવી આશા હોય તો તેઓએ સત્ય કરીને હાલની સર્વે અઘટીત ચાલ છોડી દેવી—એમ કરશે તોજ આગળ જતા તેઓ ઠેકાણે આ-વશે. નહીં તો પૃથ્વીની સપાટીપર એઓની કંઈ પણ નીશા-ની રેહેવાની નથી- તું એમ ન ધારતો કે હાલ જે કંઈ પણ સુખ તારા દેશીભાઇઓ ભોગવે છે, તે તેઓ પોતાને પરાક્રમે ભોગવે છે—એમાં તારી રસાળભૂમીના પ્રતાપ- જો અરબ-સ્તાન તથા આફ્રીકાના દેશમાં તારા આર્યો હોત તો તેઓ હાલની નઠારી રીતો અને વ્હેમો પ્રમાણે કેટલાં વ-રસો ઉપર નાબુદ થઈ ગયા હોત. પણ અહા! ધન્ય છે એ ભૂમીને! કે આવા આજ કાલ સારા કાર્યમાં આળસુ અને અજાણ બનેલા પુરૂશોને ઉદર પોશણ જેટલુ કહાડી આ-પે છે—પણ યાદ રાખ કે ઉપર કહ્યા પ્રમાણે, જો તારી પાસે દશ હજાર સીક્કા છે. તો તેથી તું કંઈ સુખ પ્રાપ્ત કરી

શકે. પણ તેથી તારા દરીદ્ર હાલતમાં આવેલા લાખો દે-
શીઓએ કંઈ જોયુ નહી, અને ભોગવ્યુ પણ નહી. હાલ
તારા આર્યોમાં કેટલાક ધનાઢ્ય છે. અને તેઓ દોલતને
બળે કરીને સૂખ ભોગવે–મ્હેલોમાં રહે. વાહનમાં બેશી ફરે'
સુંદર ભોજનો કરે. અને ગીતગાન વીગેરે અનેક પ્રમાણે
તેઓ પોતાના આત્માને આનંદમાં રાખવાની કોશીશ કરે
પણ તેથી શું તારા દેશના મોહોલ્લાઓમાં રખડતા હજારો
ભીખારીઓ–ખેતરોમાં બોઓ અનને માટે તાપ અને ટાઢ
વેઠી પોતાના શરીરને હરરાજ કરનારા મજુરો–ઘરબાર વ-
ગરના–વસ્ત્રવગરના–અન્ન વગરના–દુખ્ખથી પીડીત લુલા-
ઓ–આંધળાઓ–એ બીચારા ગરીબ નીર્ધનોની હાલત સુધારી?
શું તેઓ આવતી કાલની ફીકર વીના આજે પોતાના છૈયાં.
છોકરાં સાથે રોટલો ખાઇ આસુદા થાય છે ? અરે, ના–ખરેજ
થોડા સૂખ ભોગવે અને અગણીત જનો બળદની માફક ભાર
વહે એ દેશ સૂખી નહીં–તું તારા દેશની હાલત કેવી
ઇચ્છે છે ? મેં આચકો ખાધા વગર જવાબ આપ્યો કે'
'સારી; સારી અને સારીજ.' તે બોલ્યો સારી હાલતમાં તારા
દેશને આણવાને અને ઉતમ પંક્તીનું પૂરાતન સૂખ પાછું મે-
ળવવાને તારા દેશીઓ શું કોશીશ કરે છે ? હા હું જાણું છઊં કે
અધાધ સમૂદ્રમાં આવેલા કોઇ કોઇ સુંદર લીલા કુંજાર જેવા
દ્વીપો પ્રમાણે આ ભર્તખંડના અજ્ઞાન અંધકારમાં સુધારો ક-
રવા વાળા જેવા ચળકતા તારાઓ પ્રકાસ્યા છે અને પ્રકાસશે–
પણ જ્યાં હઠ અને મદોન્મતપણુ, સ્વાર્થ અને કુસંપનો ગં-
ધવાડો ત્યાં એ મોગરાઓની પરીમલ પોંહોંચી નથી. એ સું-
દર શીતારોના જ્ઞાની અને લાભકારી નાદો કળહ અને કુકર્મો-
ની કઠોર અને કમકમાટ ઉપજાવે એવી ભુંગળોમાં સંભળા-
યા નથી. અરે એ લોકો (મને આર્ય કહેતાં શરમ લાગે છે

કેમકે તે આર્યોના સઘળા ગુણોથી રહીત થયા છે ) એટલા બેહેરા થઇ ગએલા છે કે હાલના ઉદાર અને શુશીળ રાજ્યકર્તાઓની શીક્ષા પણ નથી ગણતા. એઓને જરાએ વીચાર નથી આવતો કે જે જે એ રાજ્યકર્તાઓ તમારી સંસારી હાલતના સંબંધમાં કેહેછે. તેમાંની બલકે ઘણીખરી વાતો ફાયદામંદ છે. તમો સુધરો કે મૂઢ રહો તેમાં એને કંઇજ પણ લાભ છે ? નાના અરે એઓને કંઇજ લાભતો નથીજ. તમારી ચહડતી થાય તેથી એઓને કંઇ ફાયદો થશે ? વીદ્યાનો ઝળકતો શણગાર તમો પેહેરશો તેથી એઓની શોભામાં કંઇપણ ઉમેરો થશે ? જુઓ એ લોકોને તમો કેવા અપવીત્ર અને નીચા ગણો છો! કોઇ કોઇનો સ્પર્શ કરવાને પણ ઇચ્છતા નથી. અને કદાચ કરેછે તો ઘર-આગળ જઇને કપડાં બોળીને જાણે ઢેડાને અડકીને નહાતા હોય તેમજ કરે છે. તોપણ એ રાજ્યકર્તાઓ તમારૂ કેટલું રૂડુ ઇચ્છે છે ? તમારા ઉદયની યોજના તેઓ કેટલી કરે છે! પણ તમોજ નથી માનતા. કાનમાં પુમડાં ઘાલી બેઠા એટલે પછી ખરાબી થતી કેમ અટકે ? ત્વરાથી આવતા નાશને કેમ દુર કરાય ? અરે ! મોં વકાશી બેઠેલા, નર્કના શીંહના જડબામાં જતાં કેમ અળગા થાય ? હું આ શબ્દો વાપરૂં છઊં તેથી તુ ખીજતો થતો હોઇશ પણ આવા શબ્દો વાપર્યાવગર ચાલતુ નથી આજ વખત છે. માટે કાલ ઉપર ભરોસો રાખીને તમો બેસશો તો હું સત્ય કરીને કહુંછઊં કે દુર્દશાએ પોંહોંચશો.

ભારતોદયનો ચ્હેરો આ છેલ્લા શબ્દો બોલતાં લાલ થઇ ગયો. આહા ! આ વેળાએ એની કાંતી કેવી દીવ્યમાન દીસતી હતી! એના અસરકારક શબ્દો ઉપરથી મારી પક્કી ખાતરી થઇ ગઇ કે ભરતોદય જે જે બોલે છે, તે તે કેવા

સત્ય છે. ખરે એને હીંદુસ્તાનને માટે ઘણુ લાગે છે. કોણ જાણે હજુએ બીજુ શુ કેહેશે ? વારૂ જીવ. વૈદ્ય. રોગના બળના પ્રમાણમાંજ ઔષધી આપશે. વીલે મૂખે બાપડી રોગીને કહાડી તો નહીં મેલે. ભર્તખંડ એના કીર્તીના ધામ થ પડયોતો નીચે; નહીં પડયો એમ કોઇથી કેહેવાવાનું નથી. પણ એવું હું ઇચ્છુ છુ કે આ દેશે ખોયેલો યશ કાંઇ કરીને પાછો મેળવવાને ભરતોદય રસ્તો બતાવેતો સારૂ

ભરતોદય સ્વાસ લેતો હતો તેના ગાળામાં આ વીચાર-મારા મનના વીજ વેગે આવી ગયા. મેંતો નીશ્ચયજ કર્યો કે મારા જેવા મૃત્યુ લોકના માણસથી જેટલુ બનશે, તેટલું કરીને એ યશશ્વી પુરૂશને વીનવવો અને એની પાસેથી એવી કાંઇ ઔષધી પ્રાપ્ત કરવી કે જેથી ભર્તખડના દુઃખોનો ઓડો નાશ પામે. અને તે મળ રહીત થઇને પૂરાતન આરોગ્યતા અને પુષ્ટીને પોંહોંચે. આ ઠરાવના સબધમાં હું મારા હાથ જોડીને વીનય પૂર્વક બોલ્યોઃ—

અહો ભરતોદય મહારાજ ! તમોએ જે જે વાત મારા દેશના સંબંધમાં કહી છે તે સાંભળીને મને જેમ વખતે વખતે ખેદ ઉત્પન્ન થાય છે, તેમ આનંદની લ્હેરો પણ મારા દુઃખી મનને શાંતી આપે છે. તમે મને કહેવા ઇચ્છતા હો તે સુખે કહો; હું એકાગ્ર ચી-તે સાંભળવાને તૈયાર છઊં. તમને જ્યારે મારા દેશને માટે લાગે છે, ત્યારેજ બોલોછો કેની. ભર્તખંડની પડતીને માટે જો તમને બળતું ન હોત તો નીઃશંક તમો આ બાબત ઉપર આટલી છટાથી બોલતજ નહીં. માટે અહો પૂજ્ય અને નીર્મળ ભરતોદય ! તમારી બોધક વાણી સાંભળવાને હું ઘણોજ અધીરો થઇ ગયો છઊં.

તે બોલ્યા "તું ખરાબ વખતમાં અને ખરાબ ચાલોમાં જનમ્યો છે; અને તેથી તેની માઠી અસર તારા ઉપર

હોય તો પણ હું જે તને હમણા કહુંછઉં તે વાજબી છે કે ગેર વાજબી તેની તુલના કરવી તારી તર્કશક્તીના હાથમાં છે. એમ ખાત્રીથી માનજે કે જે કંઈ સૂધારા તારા જાતી ભાઈઓ કરવા માંગે તેમાં દ્રષ્ય અથવા અદ્રષ્યરીતે તારા રાજ્યકર્તાઓ તો ભાગ લેશે. તું એમ ધારે કે હાકેમોની મદદવીના તારા દેશની ચહડતી થાય તો એ વાત તો કેવળ પાયા વગરનીજ. કોઈ કોઈ વીશયોમાં હાકેમની સાહ્ય જરૂરની નથી હોતી. પરંતુ કેટલીક કુચાલો એવી છે કે તેમાં જો હાકેમ ચુપકીથી બેશી રહે તો તે કદાપી પણ સુધરે નહીં. જો કે ઈગ્લંડનો કોઈ નૃપ જ્યારે તેઓના ધર્મના બે મૂખ્ય માર્ગોમાંના એક તરફ હોય ત્યારે અંગ્રેજી પ્રજા પણ તે માર્ગની તરફદારી કરીને વર્તતી. વીરૂદ્ધ મતના પુરૂશોને ધર્મને અર્થે પ્રાણ ત્યાગ કરવો પણ પડેલો ખરૂ કરીને માનજે કે સારા રાજ્યની સહાયતા ઘણીજ દુર્લભ છે. માટે તારા દેશીઓએ એ લોકની પ્રીતી સંપાદન કરીને એની સહાય લેવી. અને એ ભાગ્યવાન પુરૂશો ઉદારતાથી તમને આશ્રય આપશે. એઓની લાંબા વખતથી એવી ઈચ્છા છે કે અજ્ઞાનતામાં બુડેલા આર્યોને તારવા. એવો એ લોકોનો ઈરાદો ન હોતે તો આજને વખતે જે જે કામો પ્રજાના લાભને માટે એ લોકો ઉઠાવે છે તે ઉઠાવતેજ નહીં. પરોપકારના ફાયદા એ કેવા સમજે છે તે ગુલામોનો દાખલો લઈને જો. જે પ્રાણીને ઇશ્વરે તારા જેવીજ બુદ્ધી અને શક્તી આપી. જેને આ ભવમાં પ્રવાશ કરવાને સર્વે રીતે ઇશ્વિરે યોગ્ય કરેલા-જેમાં જો કેળવણી હોત તો રાજારામ મોહનરાય જેવા પ્રતાપી, અર્જુન જેવા બળીયા, અને વીક્રમ જેવા મહાન પુરૂશો નીકળત. તેવા માણસોને દેશ, કુટુંબ, સગાવહાલા અને સૂખોથી જુદા પાડીને જબરદસ્તીએ ધણી ધણીઆણીના પવીત્ર

ગાંઠને અને માબાપ છોકરાની પ્રીતીની ગાંઠને તુચ્છ ગણી જુદા જુદા દેશોમાં મરતાસુધી મેહેનત કરવાને અને શેઠોના તુંકારા, અને ટાંણાં સાંભળવા ને વેચવા. એના જેવું ઘાતકી અને નીર્દય કામ કોઇપણ નથી. અને એ દુષ્ટ ચાલનો વીરલા અંગ્રેજે ભારે ખરચ કરીને નાશ કીધો. માટે એ કેટલા સ્તુત્ય થયા છે? નીષ્પક્ષપાતથી જે માણસ એ પુરૂશોની આ વાત ધ્યાનમાં લેશે તે કબુલ કર્યાવીના રેહેશેજ નહીં કે આવા શૂભ કાર્યોમાં અંગ્રેજોએ જે સદ્‌વીચાર અને ડહાપણ બતાવ્યુ. છે તે ખરેખર સ્તુતીપાત્ર છે. વળી તું ખુબ ધ્યાનમાં રાખજે કે તારા જાતી ભાઇઓ એ રાજ્યના હાથનીચે કેટલું અને કેવું સૂખ ભોગવે છે. તું જરા લખનોરના બગીચાઓને જો, દીલ્લીના લોકોપયોગી ગમતના સ્થાનોપર નજર. કર—કલક-તાની પુસ્તકશાળા, રમૂજ અને વીદ્યાના ઠેકાણા જો—મદ્રાસનું પણ એવીજ નીર્મળ આંખે તું અવલોકન કર— અને મુંબઇને એની સાથેના નાના શહસ્ત્ર શેહેરોની સાહેલીઓ સહીત ધમધોકાર વ્યાપાર, દેશીની હીમ્મત, ન્યાયનું પુજન—યુરોપીયન અને આર્યનો તફાવત એ સઘળાની છબી તું તારા મનવીશે આણ. અને તેથી તને માલમ પડશે કે અસલના મરેઠા એટલે તમારા જાતીભાઈ તેઓ અને તેના મીત્રોના અમલમાં આમાંનું કંઈપણ જુલમ જુલમ અને જુલમ શીવાય હતું? વળી તું ખુબ સમજજે કે જે જે મોજ મજાહના સાધનોથી તારા આગલા વડીલો અજાણ હતા અને જે જે સાધનો આજે તારા આર્યો ભોગવે છે, જેવા કે આગગાડી—ચાય—તાર—સારાં કપડાં પેહેરવાનું—સારૂં ખાવાપીવાનું વગેરે વગેરે તે તારા દેશના આગલા આંધળા અને આળસુ અમલમાં હતાં? તું વીચાર તો કરતોજ નથી કે આગળ દીલ્લીજેવા શેહેરોમાં સત્તા ધારી પુરૂશોજ વૈભવ

ભોગવતા, બચારા ગરીબોના નશીબમાં વૈભવ તો શું પણ તેઓના જાનમાલની પણ સલામતી નહોતી. કોઈ ઉમરાવ સ્વચ્છંદુ થઇને કોઈ ગરીબની સ્રીની લાજ લીધી તો તેના ધણીને કે કોઈ સગાને ન્યાય તો શેનો મળે, પણ ઉલટો જોર-બંધનો માર ખમવો પડતો. અરે બીચારા ખેડુતો શું કરી શકતા ? તેઓની સ્થીતી કેવી દુઃખદાયક હતી ? ઘણી વેળા-એ કોઈ વ્હડેજાણી બડેજાણી અમલદાર પોતાના હડહડતા કુતરાની ખાશીયતના મોટા રસાલાસાથે ગામોમાં આવી પધારી નાંખતા; એટલે બિચારા ખેડુતો અને પટેલોનો મા-રોજ આવતો. સીધાપાણી લાવો, ઘાસનાં ગાડાંઓ લા-વો–ખાંડ, ઘી, માખણ લાવો, મરી મસાલા લાવો, અરે-રે ! શું આટલાથીજ બશ થયું કે ? પણ સુવાના સુંદર ઢલીઆ–મસરૂ જેવી તળાઈ, ગોદડાંની સખત માગણી કરવામાં આવતી. હવે જરા વિચાર કરો કે બિચારા પ-ટેલ–ખેડુતો આવે વખતે કેવા વિચારમાં ગીરફતાર થતા ? કેટલી ઝફા ખેંચવી પડતી ? અને તેનું રાટરચીલું પેલા મેહેરબાન અમલદાર સાહેબના ૮–૧૦ દિવશના પડાવને લીધે કેવું અફરકે તફરકે થતું ? અરે તું આર્યના કુળ-નેજ માટે આંખ મીચીને બોલ નહીં. મારી પાસે એવ. એવા -હૃદયભેદક અને ક્રૂરતાના દ્રષ્ટાંતો એટલાં છે કે તે જો હું આ ઠેકાણે બોલવા બેસું તો તારા રોમે રોમ ઉ-ભા થાય. તને કંપારી છુટે અને તારો પ્રાણાત્મા બ્રહ્માંડે જાય. દેશનું કીંવા ન્યાત જાતનું મિથ્યાભિમાન રાખવું તેમાં માલ નહીં. તારા દેશની કેવી પ્રૌઢતા હતી તે હું સારી રીતે જાણું છઊં અને ત્યારપછી તે મહત્વતાથી ઈ-રાની, યુનાની અને મુસલમાની મારાએ કરી એ ગગડી પડીને આજે પણ તે કેવી સ્થિતીમાં છે તેથી હું આં-

ધમા નથી. મેં તને અગાઉ કહ્યું કે મારૂં નામ ભરતોદ-
ય છે. એટલે તું એમ ન સમજીશ કે હું તારા જેવો પા-
મર જનછઊં. નાના–તારા દેશનો ઉત્કર્ષ-રીદ્ધિ સીદ્ધિ–સુ-
ખ અને વૈભવ તે હુંજછઊં."

ખરેખર આ વેળાએ હું એ-વૃદ્ધ પુરૂષના ચિતાક-
ર્ષક વચનોમાં તલ્લિન થઈ ગયો હતો. કે જો એ વખતે
મારા પગ આગળની ભૂમી ફાટીને તેની ઊંડી ખોની કો-
રણે ઉભો હોત તોપણ મને મોત વિશે આ વખતે બિ-
લકુલ ભાનજ ન આવતે. હું તો વૃદ્ધના મોંહોમાંથી નિક-
ળતા મારા દેશને વિશેના વચનોના દરીયા ઉપર અફળા-
તો હતો મારે કબુલ કરવું જોઇએ કે ભરતોદયના કહેલા
દાખલાઓનું મને કંઈ કંઈ પણ અપૂર્ણ અને પક્ષપાતી
ગ્યાન હતું. તેથી ફરીને મારી આજની ભરતોદયની ભેટ
પેહેલાં જે હું જાણુતો તેને ઘણું ખરૂં સત્ય અને મારા
જ લાભમાં છે એવું જાણતો વારૂં હું પ્રભુનો પાડ મા-
નુંછઊં કે આજે આ પ્રકારે મારી શંકાનું ખંડન થયું. મેં
વક્ર દ્રષ્ટીએ પેલા સાધુ પુરૂશ તરફ જોયું તો, તે ભર્તખં-
ડતે પોતાને મન ચક્ષુએ અવલોકન કરતો હોય તેવી તેની
મૂખમુદ્રા મને માલમ પડી. હાય હાય! જ્યારે ભરતોદ-
યની છાતી પોતાના છોડેલા ધામને માટે ભરાઈ આવે છે.
ત્યારે મારી છાતીમાં કેમ એટલું લાગતું નથી ? ધિક્ક !
હું આર્યને ! ધિ:ક ! આ મારા બુદ્ધિબળને ! મારા જેવાથી
શું થવાનું છે ? હું શું ઉકળવાનોછઊં ?
બેહેતર છે કે—

અજાણતા મેં મારા વિચારને છેલ્લા વાક્યમાં શબ્દરૂપ
આપેલું અને પછી થોડએક દુર કરાડી હતી તેમાં ઝીંપલા-

થવા જેવો હતો. પણ આ મારો ઠરાવ હું અમલમાં આણું તેની પેહેલાં ભરતાદયે મારૂં કાંડું સાહ્યું અને ક્રોધાવિષ્ટ થઇને તે બોલ્યો:–

મૂર્ખ તું તો શું પણ તારા જેવા લાખો આજે આ હિમાલયની ખાઇઓને ભોગ આપે તો તેથી શું થયું ? શું તું જાણતો નથી કે જીવતો નર ભદ્રા પામે? જાણતો નથી કે એમ કરવાથી તું તારા જાનથી જાય છે ? અને ઉલટું તારાથી જે કંઈ પણ દેશને અર્થે થવાનું ઈશ્વરે નિર્માણ કીધું હશે તે, પણ કંઇ નહીં થવાનું. માટે જરા શાંત થા, અને વિચાર કર. એ કામ કંઈ આંહલા ક્રાંહલાના નથી પણ વિરલાના છે. જેમ આજ તું તારો કોઈપણ પ્રકારે કિમ્મત ન થાય એવા અમર આત્માને તારી સુંદર દેહથી છુટો કરવાને જે કઠીણ આગ્રહ બતાવ્યો તેજ આગ્રહનો સોમો હિસ્સો (કારણ કે પ્રાણ કહાડવો એ સેહેલું કામ નથી) હું જેમ કહું તેમ કરવાને તું આજ પછી તત્પર થશે તો તેમાંથી એવાં સારાં વાનાં થશે કે તેં તેં તારા સ્વપ્નામાં પણ નહીં ધાર્યા હશે.

આ શબ્દોથી અનુનનો પડદો મારી નજર આગળથી ખશી ગયો. અને મેં મારી આગલી આશાનું તેજથી મેદાન દીઠું. મેં પગે પડીને ભરતોદયના પગનું ચુંબન કીધું. પછી કેટલીક વારે દયામણે મ્હોડે બોલ્યો:—

મહારાજ જ્યારે આમ છે ત્યારે તમે મને અત્યાર સુધી કેમ ન સૂચવ્યું ? અરેરે મને મૂર્ખાને મારૂં કાળજું કહેતું હતું કે તું એનાપર ભરોસો રાખ. એ કંઇ પણ સારા વાનાં કરશે. પણ મેં તે વચનનો અનાદર

કીધો, ઉલટો મારા દેહનો અંત આણવા જતો હતો. ઈશ્વર ! અરે ઈશ્વર ! જો ભરતોદય મહારાજે મને યમ પૂરીએ જતાં ના અટકાવ્યો હોત તો, આજે હિંદુસ્થાનના હૃદયનું ટીપણું ધોવાઈ ગયું હોત. અરે કૃપાનાથ ! હું તારો ઘણોજ આભાર માનું છઊં.

આ મારો પશ્ચાતાપ જોઈ ભરતોદયનું -હૃદય ભરાઈ આવ્યું અને એણે મને પ્રેમાલિંઘન દઈને તંબુરાના નાદ જેવા પાછળથી ઝણઝણાટ રાખતા વચનોમાં મને કહ્યું:—

પ્રિય પૂત્ર ! તું હવે કોઈ પણ પ્રકારનો શોક કર નહીં. મેં તને માહરી સહાયની વાત આટલી મોડી કહી તેનું કારણ એજ કે મારે, પેહેલા તારી દ્રઢતાની કસોટી રવી હતી. અનુભવિ નાવિકો પોતાનું ઝાઝ અજાણ સમુદ્રમાં જોકાવતાં પેહેલાં તે સમુદ્રમાં પાણી કેટલું છે. કેવું છે-ખરાબા છે કે નહીં એ વિગેરે સર્વે પ્રકારની ખાત્રી કરીને પોતાના નાવને તે સિંધુમાં નાંખે છે. મારે જે કઠીણ કાર્ય તને સોંપવું છે તે કદાપી મારા આપેલા દાખલા કરતાં વધારે સૂક્ષ્મ હોવાને લીધે તું કેટલા પા-ણીમાં તરે છે તે જોવાની મને ઘટીત જીજ્ઞાસા પ્રાપ્ત થઈ. અને હવે માહરી ખાત્રી છે કે તું યોગ્ય પુરૂશ છે. માટે મારીથી તને શોક ઉતપન્ન થયો તેની ક્ષમા મા ગું છઊં."

હું તો તેમને પગે પડયો. મારા લોચનમાંથી આંસુની ધારા ચાલવા લાગી. અને મારૂં આખું શરીર કંઈક આનંદ, કંઈક બીક, અને કંઈક ઉમેદથી કંપવા લાગ્યું. મને મારા આ વિચારોએ આનંદમાં નાંખ્યો કે મારાં તો

કેવાં ભાગ્ય કે મારો આજે આવા મહાનુભાવનો મેળાપ થયો. ભય માત્ર એટલોજ કે મને કેવી રીતે ભરતોદય મારા દેશને સારી સ્થિતીમાં લાવવાનું સાધન બતાવશે અને તેની મને ખબર થયા પછી હું કેવે પ્રકારે આવા દુર્લભ કાર્યને સિદ્ધિએ પોંહોંચાડીશ ? પણ આખરે ઉમેદે આવી મારી બાંહી ગ્રહીને મારા કાનમાં જાણે કહ્યું, તું ડગે છે કેમ ? તને જે કામ ભરતોદય સોંપશે તે તારા લાયકનું જોઇનેજ સોંપશે. માટે અકળાઈશ નહી. આ વિચારોથી જાણે હું અધિરો થઈ ગયો ન હોઊં તે પ્રમાણે હું કેટલોક વખત ગયા પછી બોલ્યોઃ—

" મહારાજ ચાલો ત્યારે હવે વાર ન લગાડો. સેવકને જે કહેવાનું છે તે કહો "

ભરતોદયે મને સાન કરી તેની સાથે સાથે થોડેક દુર ગયો. આખરે હમે એક ગુફા આગળ આવ્યા. જયાં આગળથી એક બાલોરી વેહેળો રમઝમ કરતો જતો દીઠો. એ ગુફાના ઉપર પ્રચંડ દ્રુમો ઝુકી રહ્યાં હતાં. અને પક્ષીઓ મહા આનંદથી અલાપ કરી રહ્યાં હતાં. તરસ્યો થયો હતો તેથી હું ખોબે ખોબે પાણી પીવા જતો હતો. એટલામાં મને તે ઝરામાં નાના પ્રકારના મણિ રત્નો માલમ પડયા. અરે ભૂલ્યો ! એતો ઉપરના વૃક્ષોનો સ્વાદીષ્ટ અને પક્વ મેવાનો પ્રતિબીંબ મેં પાણીમાં જોયો. આહા ! આ સ્થળ કેવું રમણીય અને શાંતિ દાયક હતું. નાની નાની દરોઇઓ જયારે જયારે પોતાની નાજુક ડોકો પાણીમાં નમાવતાં ત્યારે તે જગા જાણે સુવર્ણની અર્ધગોળાકાર સળીઓથી છવાયલી નાની રંગ બેરંગી માછલીઓને ફરવાને માંડવાઓ ન હોય એવી દીસતી હતી. વળી દુર દુર નાના નાના પૂષ્પ વૃક્ષોમાં

ભ્રમર, મધમાખી, આંખને ઠરાવી નાંખે એવી પોપટીઓ નાની નાની રંગીન ચર્લ્લીઓ, ગમ્મત કરી રહી હતી. ખરેખર આ ધામનું વર્ણન મારાથી નજ થઈ શકે–મને લાગ્યું કે કૈલાશતો આજ ધામ હશે. અરે હિંદુપ્રવાશીઓએ આવા આવા સ્થળોની મનોહરતા અને શાંતિ જોએલી અને તેથી તેઓએ તે ધામોને તેઓના દેવસ્થાનો બનાવી દીધેલાં. આ ઠેકાણેથી કેટલેએક અંતરે આવેલી સુંદર ખીણોમાં ગજેંદ્રો તેઓની મદોન્મત હાથણી સહીત જળક્રીડા કરતા, અને તે વેળાએ જે પાણી તેઓ પોતાની સુંઢોવતી ઊંચે ઊરાડતાં અને તે પાણીનો સામટો દેખાવ જાણે ઊંચે મળતા સહસ્ત્રાવધિ ફુવારા જેવો થઇ રેહેતો. મત્સ, દાદુર વિગેરે આ જળ પ્રલયથી કિનારે ભરાવા જતા તેઓને બગલા, સારસ વિગેરે લઈ આવીને મેં કહેલી સુંદર ગુફાના ઉપર આવેલા વૃક્ષોમાં કાંતો શિળાઓ ઉપર બેશી અહાર કરતા માલમ પડતા. કેટલાક વખત સુધી મને આ મનોહર ગુફા ધામ અને તેની નિચેની આવેલી ખીણોની શોભાનું ચિંતવન કરવા દીધા પછી ભરતોદધે મને હસ્તે વદને કહ્યું:—

"ભાઈ, કેમ તારો આત્મા ત્રપ્ત થયો? હવે ચાલ તું મારી સાથે. કારણ કે વેળા બહુ વહી ગઈ છે ને તારે તો હજી લાંબો પંથ કાપવો છે"

હમે પેલી ગુફામાં પેઠા તો તરતજ હમને એક અવાજ આવ્યો કે "આ સ્થાન પવિત્ર છે! એ સ્થાને આર્યોને સુધારવાવાળા, સુભટ શિવાય અવર આવનાર માણસને મોટો શ્રાપ છે. એવો જો કોઈ વીરલો આર્યપૂત્ર હોય તેણે અત્રે આવવું."

મેં મારી આજુબાજુએ ભરતોદધને માટે નજર

ફેરવી પરંતુ તે તો ક્યાંએ અલોપ થઈ ગએલા મને મા-લમ પડયા. અરે! આ શું થઈ ગયું ! મારી આગળ એ-કાએક એક સુંદર પૂસ્તક આવી પડયું. મેં તેને ઊંચકીને જોયું તો મને બધું એકદમ સમજાઈ ગયું. તે પુસ્તક ઉપર સૂવર્ણ મુદ્રિત "ભારતોદયની ભેટ" એવું લખેલું હતું. પણ તે પોથીની હું બારીકીથી બીના વાંચું તેની અગાઉ મેં પાછો તેજ અવાજ ઑારમુલંદીમાં સાંભળ્યો:--

" તારા વિર્યહિણ થઇ ગયલા આર્યોને પુરૂશત્વ આ-પનારી આ એક મોટી ઔાષધિ છે. માટે તેઓએ એનું સારી રીતે સેવનં કરવું. એમ જો તેઓ કરશે તો તેઓ દી ર્ગાયુ. કિર્તીવાન, લક્ષ્મિવાન, અને વિશ્વ વિશે જે સ્તૂત્ય છે એવા નિ:શંક થોડા કાળમાં થશે.

પરંતુ.

એ પોથીમાં દર્શાવ્યા પ્રમાણે ન વર્તતાં તેઓ હાલ જેમ આંખે પાટા બાંધી વર્તેછે સત્યને વર્જે છે. તેમજ ચલાવ્યાં કરશે તો ઘણાજ થોડા કાળમાં નિસ્તેજ થશે ને તેના ભયં-કર લયને પછી આવતાં વાર લાગવાની નથી એ સત્યછે "

આ ભવિશ્ય વચન પુરૂં થયું ને હું ચમકીને જોઊંછઊં તો મારા ગામમાં મારા ઘરના બિછાનાપર સૂતોછઊં. દીવો ઝગઝગ બળ્યાં કરે છે. અને મારી પથારીમાં મારૂં પોતાનું પુસ્તક ઘણા વખતપર બનાવેલું દીઠું. એ પૂસ્તક આગલી રાતે મેં મારા બીછાનામાં વાંચવાના ઈરાદાથી મૂક્યું હતું. મારી આજ રાતની ભરતોદયની ભેટ પછી અને એ ભેટની સં-બંધમાં થએલા બનાવો પછી મને ઘણુંજ પ્યારૂં થઈ પડ્યું. અને તે હું મારા સદવિચારવાળા આર્ય મંડળ આ-ગળ મૂકુંછઊં.



# भारतोदयनी भेट.

# संसारी स्थिति.

બાળક! આહાહા! આ શબ્દોમાં અર્થનો કેવો ભં-
ડાર ભરેલો છે? વિશ્વરૂપી વાડી જેની શોભા અને સુખ-
શાંતી આ નહાના કાચા પણ આગળ ખીલીને દુનિઆને
શોભા કે દુષણ (કારણ કે એ બે વસ્તુઓ તેના મનરૂપી
મુળને સારી યા માઠી કેળવણીરૂપી વાડી આપવાપર ઘણો-
જ આધાર રાખે છે) આપવાને શક્તિમાન થવાવાળા પૂષ્પ
ઉપર મુખ્યત્વે કરીને ટેકો રાખે છે તેવા બાળકને આપણાં
હિંદુઓ કેવાં સમજે છે? તેની કેવી સંભાળ લેછે? તે-
ઓનીસાથે ઘરમાં અને બહાર તેઓ કેવી સભ્યતા—સાચ-
વટ અને પ્રમણીકપણે વર્તે છે? કદાપી મારા હિંદુભાઈ-
ઓને મારૂં કેહેવું જરા કડવું લાગશે પણ મારે કેહવું
જરૂરનુંજ છે માટે હું પાછાં ડગલાં નહીં ભરૂં.

ખરાબ અને સારૂં શું છે તે મારા હિંદુ ભાઈઓ
સમજે છે. એટલે સુખીયો કયે અને દુખીઓ કયો, વિ-
દ્વાન કયો અને મૂર્ખ કયો, ઉત્તમ પંક્તિની શી વસ્તુ છે,
અને કનિષ્ટ પંક્તિની શી વસ્તુ—આ સઘળાંનો ફેરફાર તે
ઓ સમજી શકે છે. માટે હું ખાત્રીપૂર્વક કહુંછઊં કે સુ-
ધરેલી પ્રજાઓ તરીકે હું બોલતો હોઊં તો હું યુરોપ અને
અમેરીકાની કઈ પ્રજાઓને માટે બોલુંછઊં તે તેઓ એક
સાધારણ સંજ્ઞા જેવી કે 'સાહેબલોક', "ફીરંગી" કે 'ટો-
પીવાળા"પ્રમાણેજ સમજશે. તમે એક સાધારણ ઘડીઆલ લે-

ને તપાસો. શું કારીગીરી અને નિયમિતપણું નજરે આવે છે. ચક્કરોની ગોઠવણો કેવી! તેની સફાઈ અને નાજુકાઈ કેવી! શીઓ હોય કે છાંયડો હોય, વરસાદ હોય કે ગરમી હોય તો પણ એકજ સરખી રીતે એ ચાતુર્યનું ભરેલું યંત્ર કેવું સાફ કામ બજાવી શકે છે! આતો એક જુજ દાખલો છે. અગ્નિ રથને સંચાર કરવા અર્થે પહાડોમાં કોતરેલા સરસ રસ્તાઓ જુઓને વિચારો કે વિદ્યાથી એ પ્રજાઓ કેવા મોટા ને કઠીણ કામો માથે લેને તેમાં પાર પડે છે. જ્ઞાને કરીને તેઓ સારા નરસાનો વિચાર કરે છે અને પછી કુધારાનો સુધારો કરી નવનિત કહાડી લે છાશને પડતી મેહલે છે.

ગામ ત્યાં ઢેડવાડો. અને ગુલાબને કાંટા એ કેહેવતો સત્ય છે સારી સારી પ્રજાઓમાં પણ કેટલાએક લોક ખરાબ અને દુરાચરણી હોય છે પરંતુ તેથી આખી પ્રજા બગડેલી અને દુષ્ટ એ કેહેવું વ્યર્થ છે.

સૂધરેલી, પ્રજામાં નાનપણુથીજ બાળકોને ઈશ્વર જ્ઞાન આપવામાં આવે છે; સૂબોધ કરવામાં આવે છે; અને તેને એવો સજ્જડ ઉપદેશ સારી વાતોનો કરવામાં આવે છે કે જો કોઈ કોઈ વેળાએ રમતમાં કોઈ છોકરાએ કંઈ નોકશાન કે મારામારી કીધી કે કોઇની કોઇપણ વસ્તુ લાંઠપણે લઇને નહાશી ગયો હોય તો તે આખા બાળમંડળમાંથી દરએક કીંવા ઘણુાંખરા આંસુંવાળી આંખે આવુ આવું કાંઈ બોલતાં જણાય છેઃ—

"Oh God! what a wicked action he has committed! God be merciful to us!" એટલે "અહો પ્રભૂ! પેલાએ કેવું દુષ્ટ કામ કીધું!" ઈશ્વર હમારા ઉપર કૃપા કર!" આહા! જે બાળકો દુનિયા-

ની સદ્દવારમાં છે-જેણે હજી બપોર સાંઝ અને રાત્રીના ઝપાટા તો જોયાજ નથી તેવા નાના સુંદર બાળકોના મોઢમાંથી આ પ્રમાણે પ્રભુ તરફ અરજ જાય એ કંઈ નાની સુની વાત છે? મને લાગે છે કે આ શબ્દો આગળ પ્લાસીનું યુદ્ધ અને નેપોલીયનની ફતેહો ઝાંખી અને કંઈજ લેખામાં નથી.

હવે આપણે આપણા દેશના છોકરાની વાતનો દાખલો લીએ તો આપણું અંતઃકરણજ કહેશે કે એવાત તેમના માબાપોને તેમજ કુળને શરમમાં નાંખવા જેવીજછે.

આપણાં છોકરાંઓ કોઈપણ તરેહની રમત અથવા સાધારણ વાતમાં પણ કંઈક આવા અપશબ્દો વાપરે છે. "રાંડના, ગધેડા, સાળા, ચોર, સસરા, વીગેરે વીગેરે વાપરે છે અને એથી પણ કમકમાટ ઉપજાવે એવી માબેન સમાણી ગાળોનો તો વરસાદજ દોડીઆનો દશ શેર જોવામાં આવે છે. શું તેઓ એકએકની માબેન ખોલરે તેમાં તેના માબાપો એક યજ્ઞ કીધો એમ સમજે છે? તેઓનો આત્ર નાદાનમાંજ કહાડી નાંખે છે અને શું આવા અપશબ્દો વાપરવાનો અટકાવ કરવાના નહીંજ? શું! ફેળવણી? શું વચન! વારૂં એ ગાળો એ છોકરાં ક્યાંથી શીખ્યા? માના પેટમાંથી તો શીખીને નથી આવતા? જો એમ નહીં હોય તો એના ઉપદેશક જોઈએ, કંઈ કામ બાપ અથવા માને છોકરાં પાસે કરાવવું હોય તો સેહેલું અને વગર પૈસાનું વચન ગાળથી શરૂ થાય છે. કોઈવાર ગાળે કરીને એવો અર્થ લઈ જવામાં આવે છે કે જે ધણીનું સુખ પેલા છોકરાની ગાળ દેનારી મા ભોગવતી હોય છે તેનુંજ તે મૃત્યુ માગે. ઘણી કોઈવાર પોતાના છોકરાને 'જીનાળના, રાંડના, સાળા, સસરા', વગેરે ગાળ

દેછે. હવે પેલો માણુસ પોતાની પતિવ્રતાસ્ત્રિને આ પ્રમા-
ણે રાંડ, અને છીનાળ એ શબ્દ વાપરે છે. તે શું સારૂ
લાગે છે ? આવાજ વચનો પેલા ગામડી મેહેતાજીઓ કેટ
લી છુટથી વાપરે છે. તે વાતથી મારા દેશી ભાઇઓ અ-
જાણ્યા નહીં હોય. ઉ-તર હિંદુસ્તાનમાં કેટલી એવી રૂ-
ઢીઓ છે. અને દક્ષિણ દેશ પણ તેવીથી રહીત નથી-
સારાંશ એ છે કે જો જેમ એક છોડવો ઉગ્યો અને તે
જો નાશ કારક હોય તો તેને તેજ વખતે નાબુદ કરવો જ-
રૂરનો છે કારણ કે પછી તેના મુળીયા જમીનમાં ઊંડા ગયા
પછી તે નાબુદ થઈ શકતો નથી તેમજ બાળપણુમાંજ
એવી ગાળોને અટકાવવી અને તેને વધવા દેવી નહીં.
સારાંશ કે બાળપણુ પછી મોટપણુ આવે છે. અને પછી
એવી ટેવના મુળીયા શરીરમાં બાઝયા પછી નાબુદ થઈ
શકતા નથી માટે આપણા બાળકો ખરાબ વચન હરઘ-
ડી મોંમાંથી કહાડે એમાં કંઈજ નવાઈ નથી. તમો
જાણો છો કે સંભાળથી સમારેલી વાડી વધીને પ્રફુલીત
થાય છે. જો ઝાડને બરોબર પાણી નહીં પાયું હોય અને
સંભાળ નહીં લીધી હોય તો તે વાડી ધુળધાણી થઈ
જાય છે. તેમજ માબાપો તેઓના છોકરાને મીઠે વચને
બોલાવે, સારી શિખામણુ આપે, વિનય શિખવે, અને
સાચા ઈશ્વર ઉપર પ્રેમ રાખતા શિખવે તો, આ જે હિંદુ-
સ્તાનમાં અનિતિના વાદળનું જે નાશ કારક અંધારૂં બીજા
સદ્ગુણી વૃક્ષાપર નાંખે છે તે થોડા વખતમાં નાબુદ થા-
ય; દરએક કુટુંબની સ્થિતિ ચહડતીએ પોંહચે અને હા-
લમાં રૂઠેલા પ્રભુની સાચી પ્રીતીથી સઘળે આનંદની
વૃષ્ટી થાય.

સાખી.

બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા;
જતે દહાડે કેશ બદલે, લક્ષણ ન બદલે લાખા. ૧

શું મારા આર્ય બાંધવો આ સાખીથી અજાણ્યા છો? કે તેઓ તેઓના છોકરાને આવી ગાળો દેતા અટકાવતા નથી ? માટે મારા આર્ય બાંધવોને લાજમ છે કે. તેઓ એ આવી અનિતીનો નાશ કરવો.

બાળકો સ્વાભાવિક રીતે પ્રેમ તરફ વળેલાં છે. અને આ વચન ખરૂં છે કે ખોટું છે, તે કસોટી કરેથી સેહેજ માલમ પડશે. બાળપણામાંજ તેઓ જો મીઠાં વચન સાંભળતાં આવે તો તેઓ (છોકરાં) એવા સારા સ્વભાવના, મીલન સારી માલમ પડશે કે, તેઓને કદીપણ હુંકારો કરવાની તેના માબાપને કે ગુરૂને જરૂર પડવાની નથી. પણ મુખ્ય કામ એજ છેકે તેઓના માબાપોએ તેઓની સાથે મીઠાશથી કામ લેવું. મારી ખાત્રી છે કે જે ઘરોમાં આ ધારો બાળકો સાથે તેઓના બચપણથીજ તેઓના માબાપોએ રાખેલો છે. તે કુટુંબો ઘણાજ સૂખી, કુળીન, અને વિનયવાળા છે. માટે માબાપોએ પ્રથમતો બાળકો સાથે મર્યાદશીળ રહીને કોમળતાથી વાત કરવી; તો પછી આગળ જતાં તેઓ પણ તેવાજ નિવડશે. લેકીન જો તેઓ (મા બાપો) તેઓના છોકરાંસાથે ધાકથી ચાલશે તો તેઓ બગડશે એમાં કંઈજ શક નથી. ધાક તો છોકરાંઓ ઉપર જોઈએજ પણ ઘણો ધાક રાખવાથી છોકરાંઓ સામાં થાય છે ત્યારે માબાપોનું માન ઓછું થાય છે. આપણે એક સાધારણ દાખલો લઈએ કે કાચાની દોરીને જો બહુ જોરથી ખેંચીશું તો તે તુટી જશે. તેમજ છોકરાંઓ ઉપર બહુજ ધાક રાખ્યાથી બગડે છે. જેટલું નરમાશથી કામ થાય છે

તેટલું બહુ ધાકથી થતું નથી. માટે મારી. મારા પ્રીય આર્યોને એટલીજ વીનતી છે કે, છોકરાંસાથે જેમ બને તેમ સમજાવી પટાવી કામ લો અને મારફાડ છોડી દો. બાળકોમાં બીજો વીશેષ ગુણ સ્મરણ શક્તિનો છે. એકવાર જે તેઓએ સાંભળ્યુ. યા દીઠું, તે વાત તેઓનું મન ગ્રહણ કરે છે. તેમાં વીશેષે કરીને ખરાબ ગુણ–કોઈ વેચનારની અમૂક ટૂપ. કોઈનુ તેઓને કંઈ ખાવાનું આપવાનુ, માબાપની કંઈ વગરવિચારે કાઢેલી વાત. વગેરે ઘણુંજ તેઓ સેહેલથી યાદ રાખે છે; અને તે પછી આપણે એમ જાણુના હોઈએ કે, તેઓને કંઈજ ખબર નથી; તે છતાં, રમતાં વાત કરતાં, હીંચકે બેસતા, કે કેટલીકવાર ભરમેળાવડામાં તેઓ કહી દેછે–પછી જો તેઓનું કેહેવું સારૂં હોય તો. સઘળા ખુશજ થાય એમાં તો કંઈજ નવાઈ નથી. પણ જો માઠું હોય તો પછી શું પૂછવું ? માબાપને કેવું નિચુ જોવું પડે છે?

બાળકોની બીજી ખાશીયત એવી છે કે તેઓ નવું જાણવાને ઘણાં આતુર રહે છે. મારા હિંદુભાઇઓએ વિશેષે કરીને આ વલણનો સારો લાભ લેવો જોઈએ અને સેહેલી અને સરળરીતે તે જે જે સવાલો પૂછે તે મીઠાં વચનોથી સમજાવવું. ઘણાં હિંદુ માબાપો તેઓના છોકરાંને પ્રેમને બદલે વારંવાર શિક્ષા કરવાથી ભયના સાધન થઈ પડે છે. ઓ તારો બાપ આવ્યો. ઓ તારો કાકો આવ્યો–ઓ તારો મોટો ભાઈ આવ્યો–ઓ તારી મા આવી–એ વચનો સાંભળીને હર્ષથી બાળક તેના મા, બાપ–કાકા–ભાઈ વીગેરે તરફ દોડી જવાને બદલે તે બીચારૂં જે રમત ગમતમાં હોય છે, તેમાં ભાગ લેતું એકદમ બંધ પડે છે. તેના નાજુક અને કોમળ શરીરને ધ્રુજારી છુટવા માંડે છે–તેનાં હોંશકોશ ઉ-

ડી જાય છે. અને જો તે બાળક નાનું હોય છે તો. પોતાનું ફીકું મોહડું હાથની વચ્ચે ઘાલે છે. અથવા મોટું હોય તો તરત પલાયણ કરી જાય છે. આહા! આ કેવો દેખાવ? કેટલો ભય બીચારાં છોકરાંને! હવે મોટપણે એ બાળક પોતાના માબાપ તરફ કેવી રીતે વર્તે! કેવું તેઓનું ભરણ પોશણ કરે! અને શી સંભાળથી તેઓનું ઘડપણ સાચવે!

વળી હાલમાં છોકરાં હડહડતાં કુતરાની માફક ઉ-ઘાડે ડીલે કે ચીથરે હાલ ગલીઓમાં અને મોહોલ્લાઓમાં ધુળ અને કાદવની રમતોમાં ગુંથાયલા દીશે છે. આ તે-ઓના માબાપોને છાજે છે? નવસ્ત્ર તો છોકરાંને રાખવાંજ નહીં. જો માબાપ ગરીબ હોય તો જાડી દોટીના વસ્ત્ર પેહે-રાવે પણ તે સાફ રાખે. ઘેર ધોતાં કોઈ મારતું નથી. માટે આ વાતો અવસ્ય કરીને ધ્યાનમાં લેવી જોઇએ. કે હીંદુ માબાપોએ તેઓના બાળકોને નાગા, ઉઘાડા, મોહોલ્લાઓમાં રઝળવા ન મોકલવાં. પણ ઘરમાં કે ઘરની વાડીમાં કે પછી ઘરને ઓટલે પોતાની નજર આગળ નિર્દોશી રમત રમે. હવે પુરૂશને ઉદ્યમની જરૂરને લીધે એ કામ ઘણું ખરૂં પેલા બાળકની માતાની નજર આગળ બને. આ વેળાએ એક મોટી શીળા વચમાં આવીને નડી. પેલી સ્ત્રિ અભણ હોય તો, તેની દેખદેખથી શું ફળ ઉત્પન્ન થવાનું? કંઈજ નહીં. કેટલીક મૂર્ખસ્ત્રિઓ બાળકની ચેષ્ટામાં પોતે દાળ વી-ણતાં, ભરતાં, કે કાંતતાં, નીર્લજપણે ભાગ લેછે. સુજ્ઞ વાંચનારાઓ! આ મારૂં કેહેવું કેટલે દરજ્જે ખરૂં છે તે તમો સેહેજ સમજી જશો. જે હાનીકારક વર્તણુકનો બાળ-કની, મા, માસી, કાકી, ફોઈ, અને બેન તરફથી થવો જોઇએ, તે ન થતાં ઓર તેઓ, તે વર્તણુકને માટે પેલા બા-ળકને શાબાશી આપે. પોતે જાણે તેણે દિગવિજય કીધો

હોય તેમ, ખડખડ હસીને મઝા થાય ! આ શું ? કેવું નીર્લજ પણું ! આ કુમળા પીલાને અમૃતપાન આપવાને વીશપાનની તાબડીઓ ફોડવી એ કેવું અઘટીત ! અરે ! વીશ્વનાથ તું કૃપા કરીને આવા દુષ્ટ કામોનો નાશ કર !

પ્યારા આર્યો અને વીશેષે કરીને મારા ગુર્જર બાંધવો ! તમો તમારા બાળકોને ઘેર ઉત્તમ કેળવણી આપો. સદ્ગુણ શું છે તે તેને દ્રષ્ટાંતરૂપે સરળતાથી સમજાવો ને પછી જુઓ કે તમારા બાળકો આગળ કિર્તીના રણમાં કેવા ચળકતા પેહેલવાનો બને છે અને આ તમારા ભાંગ્યા તુટયા ભરતખંડને કેવી શ્રેષ્ટ પદવીએ પોંહચાડે છે ! જે કામ શીરાએ થાય છે તેને માટે તમે શા માટે વીશ વાપરોછો ? જે આજે બાળકો છે તે કાલે મોટા માણસો થશે. અને જે દેશના સ્ત્રિ પૂરૂશો કેળવાયલાં, સમજુ, સદ્વીચારવાળાં અને ભક્તિમાન તે દેશ દુઃખી હોતોજ નથી–તેના સૂખનો સૂર્ય હમેશાં મધ્યાને રહે છે.

એ કેળવણીમાં મૂખ્ય વસ્તુ ખરા ઇશ્વરનો બોધ છે. ઇશ્વર શું છે–તે શું ચહાય છે–શું તેને પ્રસન્ન કરે છે એ બાબતો તેઓને સાદી રીતે અને દ્રષ્ટાંત રૂપે સમજાવો, અને મારી ખાત્રી છે કે અલ્પ કાળમાં તેઓ તેઓના જન્મ આપનાર તરફ એવી ભક્તિ, પ્રેમ, અને દ્રઢતા બતાવશે કે તમો જે તેઓના ઉપદેશક હતા તેઓ હેરત્તમાં પડશો–માટે નાના બાળકોને હમેશાં પ્રભૂનું જ્ઞાન આપો. તેને દિવશે અને રાત્રીએ તમારી સાથે સાચા ઇશ્વરનું સ્તવન કરવાને સામેલ કરો. જેવો દાખલો બાળકોને માબાપો ઘરમાંથી આપી શકે છે તેવો સદ્વિચાર ભરેલો દાખલો બીજે ઠેકાણેથી મળવો કઠીણ, માટે માબાપોએ બાળકો ઉપર અચ્છી રીતની કસોટી રાખવી. પણ તે કેવી રીતે ? નરમાશથી, વ-

હાલથી, સખતાઇ અને બીકથી નહીં. આથી હું ધારૂં છઊં કે તમારૂં કુળ તમારા બાળક દીપાવશે. તમને આ લોક-માં અને પરલોકમાં યશ મળશે. અને ઇશ્વર તમારા તરફ ક્ષમાથી જોશે કે તમોએ તમારો તમારા નાદાન છોકરાઓ તરફનો ધર્મ બજાવ્યો છે.

કેળવણી—એટલે મનની કેળવણી વીશે હું બોલતો આ-વ્યો છઊં. એ કેળવણીમાં ઇશ્વરજ્ઞાન સાથે સચ્ચાઇ, પ્ર-માણીકપણું, મર્યાદા, વિનય વીગેરે વાતો ધીમે ધીમે તેઓના કોમળ કાળજાની અંદર ઠસાવવી. તેઓને કેહેવું કે જો તેઓએ પ્રભુના વહાલા છોકરા થવું, એવું તેઓ ઇચ્છતા હોય તો, તેઓએ નીતીવાન થવું જરૂરનું છે. સચ્ચાઇનો ગુણ જેમાં નહીં તેની ભકતી પણ ભરોસા લાયક નહીં. વિનય વીનાનો અહંકારી, ગર્વીષ્ટ જે છે, તેને ઇશ્વર ચહાતો નથી. માટે સદ્‌ગુણી થશો તોજ ઇશ્વર પ્રસન્ન થશે. એ વચન તેઓની છાતીમાં કોતરાવું જોઇએ. કારણ કે હાલના એવા પણ છોકરાઓ છે કે જેઓને રામ અથવા રાવણ કોણ હતા તેનું પણ તેઓને ભાન નથી. એનું કારણ શું ? શું તેઓ આર્ય કુળમાં નથી જનમ્યા ? ના તે લોકો આર્ય કુળમાંતો જનમ્યા પણ તે લોકોના માબાપોએ તેના વીશે કંઇપણ બોધ કીધેલો નહીં.

નીશાળ ખાતે તે લોકોના ઉપર એવી તપાસ રહેવી જોઇએ, કે જે જે સદ્‌ગુણોનાં બી ઘર આગળ તેઓના મા-બાપ, ઇષ્ટ મીત્રો રોપતા હોય તે ઉપર પાણી ના ફરીવળે. અર્થાત સદગુણી મેહેતાજીની તાલીમ પણ સદગુણી છે. બીભત્સ ગીત ગાનવાળી ચોપડીઓ તેઓને અભ્યાસમાં અપાવવીજ ન જોઇએ. તેઓ જે જીંદગીરૂપી મોટી મુસા-ફરીને માટે તૈયાર થાય છે તેમાં આવતા ફંદ પ્રપંચોની

સામે થાય એવા સદગુણ અને નિતીના બોધવાળી ચોપડીઓ, ઇતીહાસો, કાવ્યો, નાટકોમાં તેઓને માહીતગાર કરવા. નીશાળમાં તેમજ ઘેરપણ તેઓના સોબતીઓની ખુબ સંભાળ રાખવી જોઇએ. ઇશ્વરી નિયમ છે કે છોકરાં ગરદ કે બાઇડી ગમે તે હો, એટલા ગામમાં હોય કે જંગલમા હોય, તોપણ સોબતીવગર રેહેવાને સર્વને કંટાળો છુટે. માણસનું મન સમાગમ સુખ માગે છે અને તે શોધવાને તે હરએક પ્રયત્ન પણ કરે છે. માટે જેમ તમને તમારા ઉદ્યમ વખતના, એશ આરામ વખતના, સોબતીઓ છે. તે પ્રમાણે બાળકોને પણ, તેના નાના નાના, છગનભાઈ, મગનભાઇ, મોતીભાઇ, છોટુભાઇ, ધીરાભાઇ, ચુનીભાઇ તેમજ છોકરીઓને પણ, કાકીબેન, ઝીણીબેન જોઇએ. તે જો ન મળે તો પછી તેની ખુશીને અને તેના શરીરને મોટી હાની પોંચે છે. કારણ કે કેટલીએક બાબતો એવી છે કે નાનાભાઇ અને મોતીભાઇનેજ કેહેવાય. માટે સોબતી કેવા કરવા દેવા તે તેના માબાપની અક્કલ સેહેજ કહી આપશે. તે જો પોતાના છોકરાનું બુરૂ ઇચ્છતા હશેતો તેઓનો બુરા સોબતી જોડે બેસવાનો સમય આવતા દેશે. અને જેઓ ભલું ચહાતા હશે, તેઓ પ્રમાણીક અને સદ્ગુણી છોકરા સાથે તેઓને બેસવાનો સમય આવવાને ચુકશે નહીં. મારે આ બાબતપર વધારે બોલવું સારૂં નથી. કારણ કે શાણા હીંદુઓ એક સુના જેવી કેહેવતથી અજાણ્યા નથી. "જેવી સોબત તેવી અસર."

જે માબાપો નાચરંગ અને ખરચવરા કરવામાં હજારો રૂપીઆ ઉડાવે છે, તે માબાપો પોતાના છોકરાંને પુરતી કેળવણી નહીં આપે તો, તેના જેવા મૂર્ખા આ ભૂમંડળમાં કોયજ નહીં. જ્યારે આવા ખરચ કરવાને તેઓ હોંશા

અને આબરૂ સમજે છે, ત્યારે શું છોકરાને પુરતો ભણવાને ખરચ આપવામાં આબરૂ હીણ થઇ જાય છે? છોકરો કદાચ ભોગજોગે કોપીના કે કાગળના પૈસા માગે તો મા બાપ અને કાકાના મોંમાંથી આવાજ શબ્દ નીકળે છે "સાળા ભણનારની પુછડી થઇ ગયા તે કેટલી કોપી ? અહા ! આ વખતે આવા શબ્દ તેના મુરબીઓના મોંમાંથી નીકળ્યાથી છોકરો કેટલો નાશી પાશ થઇ જાય છે ! મૈયત. લગ્નનો ખરચ કરવા માટે ઘરબાર વેચી પૈસા પેદા કરીને ન્યાત જમાડવી. પણ બીચારા છોકરાને મહીને એક રૂપીઓ પગારનો અને બેચાર આના ઉપલક આપવાને પણ કેટલી આનાકાની ! અફસોસ ! અફસોસ ! મારા હીંદુભાઇઓ. કુતરા બીલાડા પણ પેટ ભરે છે ત્યારે માણસથી શું પેટ નથી ભરાવાનું ? આવા માબાપોને ધીક્કાર છે. તેઓ બીચાર છોકરાના સગા નહીં પણ દૂશ્મન. શું તેઓ અજાણ્યા છે કે કેળવણી વગરના પુરૂશોનું મન કેવું અંધકારમાં રહે છે ? તે જો દુઃખમાં આવી પડે છે તો તેમાંથી મુક્ત થવાને કોઇ પણ સાધન તેનું મન શોધી આપતું નથી. તેઓ પશુ સમાન છે. પરંતુ ભણેલો પુરૂશ હોય, ને તે કાળચક્રના ઝપાટાથી દુર્દશાએ પોંચ્યો હોય તોપણ તેની વિદ્યા તેને ચારે તરફથી મદદ આપે છે. શું તમે નથી જાણતા કે ઘરબાર હોય તે આગના ઝપાટાથી બળી જાય છે? શું તમે નથી જાણતા કે દોલત હોય છે તે ચોર ચોરી જાય છે ? પણ વિદ્યા એ એક એવું અમૂલ્ય રત્ન છે કે રાજા, ચોર અથવા આગનું એ ઉપર કંઇજ ચાલતું નથી ! ભણેલા માણસને કાગડા અને ચકલીના બોલવા અને ઉડવામાં તેને કંઇજ મઝાહ પડે છે. પ્રાતઃકાળના સૂર્યના ઉગવામાં અને પછી આથમવામાં તેને દીલાસો મળે છે કે હમ આવા હાલતમાં નથી રહેવાના. નાની

નાની કીડીઓ અને રાત્રે ચળકતા નાના નાના લાખો તારા તેને કેહેશે કે પરમાત્મા હમારા જેવાની સંભાળ લેછે તો તારી શા માટે નહીં લેશે ?

**કસરત.**

જેમ મનને અચ્છી રીતે કેળવવું અવષ્યનું છે તેમ તનને પણ કસવું જરૂરનું છે. શરીરને કસરત આપવાથી મન પ્રફુલીત થાય છે. અને જ્યારે મનને આ પ્રમાણે પુષ્ટી મળે છે ત્યારે સઘળી જાતના અભ્યાસ કરવા પણ સેહેલા થઈ પડે છે. વળી કસાયલા બદનવાળો ઘણોખરો નીરોગી રેહે છે, અને તે લાંબી મૂદતસુધી જીવે છે.

અસલના સ્પાર્ટન લોકોમાં એવી સખત કસરત આપવામાં આવતી કે ન પૂછો વાત--પાંચ સાત વરસના ગુલ્લાલા જેવા છોકરાઓને સરકારના કાયદા પ્રમાણે અમૂક નીશાળોમાં મૂકવા પડતા. જ્યાં તેઓ ઉપર સખતી ગુજારવામાં આવતી. સાદા ખોરાકની ટેવ પાડવામાં આવતી, સખત મેહેનત અને ઝક્ષ તેઓને ખેંચના શીખવવામાં આવતું. જો સ્પાર્ટન ઓરતો બધી હીંદુસ્ત્રિના જેવી કોમળહૈયાની હોત તો, એવી નીશાળોમાં મૂકવા પેહેલા, પોતાના છોકરાંને દુધ પાતા કરતે. અથવા તો બીજે પ્રકારે તેઓને સ્વધામ પોહચાડતે- હું જે બોલું છઊં તે એટલા સારૂં કે છોકરાંઓને બાળપણથી જેવી કસોટી આપવા માગી એ તેવી કસોટીને જવાબ આપવા લાયક તેઓ બની શકે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે જ્યારે ગુલ્લાલાજેવા સ્પાર્ટન તનુજો નિશાળમાં જતાં ત્યારે તેઓને કલાકોના કલાકોસુધી તડકામાં ઉભા રાખવામાં આવતા--અને તે શાણા છોકરાઓ પોતાના જીવને જોખમે કલાકોના કલાકોસુધી ઉભા રહેતા. હવે હું આપણા દેશને માટે કહુંછઊં. કદાચ કોઈ છોકરાએ

પોતાનો પાઠ બરોબર ન કીધો હોય, કે વખતે મસ્તી કરવાને માટે. તેનો શીક્ષક પા કલાકસુધી ઉભો રેહેવાને માટે ફરમાવે તો. તે છોકરો પા કલાકમાં તો જાણે મરવા જેવો થઈ જાય છે. એનું શું કારણ? માત્ર કસરત નહીં કીધેલી માટેજ. તેઓને (સ્પાર્ટન તનુજોને) ભૂખ મારવાની ટેવ પાડ્યામાં આવતી એટલે સામટા બે ત્રણ દિવશસુધી ભૂખા રાખવામાં આવતા-હવે આપણા (હીંદુ) છોકરાંઓને કદાચ કોઈ દિવશે કંઈ તેહેવારને દિવશે એક કલાક મોડું રંધાય તો છોકરાંઓ ગડબડ ગડબડ કરી મૂકે છે-મા-કાકા-મારી અને બેનસાથે દાંતીયાં કરે છે. એનું શું કારણ? ફકત કસાયલા નહીં માટેજ. સ્પાર્ટન તનુજોને ખુલ્લે પગે કેટલાક અંતરસુધી ખરે મધ્યાને દોડાવવામાં આવતા હતા. આ બાબતોમાં જોવાનું માત્ર એજ હતું કે જો કોઈપણ છોકરો કદાચ તાપથી કે ભૂખથી કે થાકથી ગભળી જઈને કંઈ પણ વેદનાના ચિન્હો બતાવતો તો, તેની ઘણી બુરી હાલત થતી-તેને અધીક શિક્ષા કરવામાં આવતી હતી. અને આ જોઈને બીજા છોકરાં પણ પોતાનો પ્રાણ જતાંસુધી દુઃખના ચિન્હો બતાવતા નહીં. હમણા તો હિમ્મતથી હસતે મોહડે છોકરો તડકામાં ઉભો છે ને બીજેક્ષણે તે લાશ થઈને પડયો-અરે! પેલાએ બે દહાડાનો અપવાસ કીધો છે ને તે વળી પોતાના શિક્ષકસાથે ખડ ખડ હસે છે પણ ચુપ! શિક્ષકના ગયાને આંખના પલકારા જેટલી વાર તો થઈ નથી. એટલામાં એ બહાદુરે પોતાનો સંકોચી રાખેલો પ્રાણ પોતાના કીરતારને સોંપી દીધો-સાંભળો વળી પેલી તરફ શું છે? છોકરો મુઠીઓવાળી ગબરડી માર્યા કરે છે. અરે! ત્યાં પણ પેલો શિક્ષક ગંભીર ચ્હેરે ઉભો છે-સાબાશ. સાબાશ! આ નાના સ્પાર્ટનો શું કરે છે? કેવા દોડે છે.

પણ અરે ! એટલામાં બેજણ લાશ થઇને જમીનપર પડ્યા. અફસોસ ! અફસોસ !

વળી એવું પણ કેહેવામાં આવે છે કે. તેઓને તેઓની મરજી માફક ચોરી કરવાની સદર પરવાનગી હતી. અમલદારો–વેપારીઓ–દુકાનદારો–વખારવાળા- ન્યાયદરબાર. રાજ્યદરબાર, કે જ્યાં તેઓની મરજી થાય ત્યાં તેણે પોતાનો શાહુકારીધંધો ચલાવવો. પણ તેમાં આ મોટી શરત હતી કે ચોરીમાં બીલકુલ પકડાવવુંજ નહીં. અને જો પકડાયા તો જીવથી ગયા. એક વેળા એક છોકરાએ કોઈના ઘરમાંથી કોહલું ચોર્યું. તે કંઈ કરતાં જણાઈ આવ્યું. કે તેણે તેને પોતાના પેહેરણની નિચે પેટસરસું રાખ્યું છે. પેલા છોકરાને ચબુતરે (હેવડી) લઈ જઇને બેસાડયો. પછી કેટલીએકવારે તે છોકરાને સવાલ પૂછવા સિપાઈ પાસે આવ્યો. ત્યારે જુએ છે તો તે બહાદુર છોકરાએ પોતાના પ્રાણ પોતાના કિરતારને સોંપી દીધેલો. કોહલાએ પેલા છોકરાનું પેટ કોતરી ખાધું હતું. તેણે મોત સ્વિકાર્યું પણ ચોરી તો નજ કબુલ કરી કની. અહા ! કેવી એ સ્પાર્ટનનોની સહન શક્તી ! આફરીન છે તેને ! અને તેઓની માતાની કૂખને કે જેણે આવા બહાદુર છોકરાઓને જન્મ આપ્યો !

ઇરાની લોકોના હુમલા વખત થરમોપીલીની લડાઇએ સ્પાર્ટાના નામને અદભૂત કીર્તિ બક્ષી છે. અફસોસ છે કે હાલના ક્ષત્રીઓ વિર્યહીન થઈ ગયા છે. પણ આગળ તે લોકો તેવા નહોતા. યુદ્ધપર જ્યારે કોઈ પણ ક્ષત્રી શરવીર ચઢે ત્યારે તેની મા–માસી–સ્ત્રિ બેહેન વિગેરે તેને ફુલે વધાવી લેતા એટલે અંતઃકરણ પુર્વક આશીશ આપતા. " યોદ્ધા પીઠ બતાવીને નાશી આવતોજ

નહીં; ખાટલીએ આવશે તો હમારી ક્ષત્રીણ કૂખને શોભા મળશે. પણ જો કાયર થઇને આવ્યો હમો જાણીશું, તો હમે કહીશું કે તું શિંહ સુત નથી. પણ શૃંગાળ છે. અહા ! કેવી કઠણ હૈયાની અને હિમ્મતવાન સ્ત્રિઓ ! કેવું ક્ષત્રીના નામનું અભિમાન ! ખરેખર તે વેળાના ક્ષત્રીઓ સ્તુત્યજ હતા. શિંહનું બચ્ચું તે શિંહજ કહાંપી પણ તે શૃંગાળ નહીં થાય. અરે ક્ષત્રીઓ !

આપણા દેશની ક્ષત્રી સ્ત્રિની માફક સ્પાર્ટાની સ્ત્રિઓ તેઓના સગા વહાલાને યુધ્ધે ચડતીવેળા શૂર આવે એટલામાટે ગુસ્સામાં કંઇક કેહેતી. જેમ આગળ આપણા ક્ષત્રીઓ, ક્ષત્રીઓનું નામ અમર કરી ગયા છે. તેમજ સ્પાર્ટન તનુજો પણ કરી ગયા છે.

થરમોપીલીની લડાઇમાં સ્પાર્ટન સરદાર લીયોનીદાસ સાથે માત્ર ૩૦૦ સ્પાર્ટનો અને બીજા થોડાએક યોધ્ધાઓ કુમકે આવ્યા હતા તેજ આ નાનું લસ્કર થેસેલી પ્રાંતની પહાડીવાટ થરમોપીલીનું નાકું ઘેરવા ગયા. ઇરાની દળમાં ૧૦૦૦૦૦ કરતાં પણ વધારે યોદ્ધા હતા. જ્યારે ઇરાની સરદારને માલુમ પડ્યું કે રીપુનું દળ ઘણુંજ નાનું છે ત્યારે તેણે સ્પાર્ટન સરદાર સર લીયોનીદાસને કેહેણ મોકલ્યું કે "તમારૂ દળ હમારા કરતાં ઘણુંજ નાનું છે માટે હથીયારો છોડીદઇ હમારે શરણે આવો." આ વખતે કોઇ રેંજી પેંજી સરદાર હોત તો તે નિશ્ચે દુસ્મનના દળની જબરદસ્ત સંખ્યા જોઇને તત્કાળ શરણ થાય. પણ શેરમર્દ સ્પાર્ટનોનો લડાયક લડવઇયા સર લીયોનીડાસે માત્ર એટલુંજ કેહેવડાવ્યું કે "તમાસમાં શક્તી હોય તો આવીને લેઇ જાઓ." આવો તિરસ્કાર ભરેલો જવાબ સાંભળીને ઇરાની યોદ્ધાએ હુમલો કીધો પણ સ્પાર્ટન યોદ્ધાઓ આગળ ચાલી

શક્યું નહીં. ઉલટા ઘણા માણસોના પ્રાણ સહીત પાછા ફ-રવું પડયું. બીજીવાર ઉપર મુજબનો સંદેશો કહેવડાવ્યો ત્યારે પણ ઈરાની દળના સરદારને ઉપર મુજબનોજ તિર-સ્કાર ભરેલો જવાબ મળ્યો. ઈરાની સરદારે ઘણાજ જોર-થી હુમલો કીધો. બીજી વખત પણ ઘણા નુકશાન સાથે પાછું હઠવું પડયું. આ પ્રમાણે જ્યારે બળમાં ન ફાવ્યા ત્યારે ઈરાની સરદારે સ્પાર્ટનના નાના ટોળામાંથી કોઈને ફોડયો. તેણે આડે માર્ગે પહાડો ઉપરથી લીયોનીદાસના લ-શ્કર ઉપર હુમલો કીધો. આ વાતની જ્યારે લીયોનીદાસને ખબર થઈ ત્યારે તેણે પોતાની કુમકે આવેલા યોદ્ધાઓનો ઉપકાર માની છેલ્લા છેલ્લા રામ રામ કરીને તેઓને પોતાને દેશ જવાને ફરમાવ્યું. અને પોતાના બૈરા છોકરાંને બાળી નાંખી પોતાના ૩૦૦ સ્પાર્ટન યોદ્ધા સહીત રણમાં પડયો. તેઓમાંનો એક એકે રણમાં પડયો ત્યાં સુધી એવીતો બહા-દુરીથી લડયા કે કંઈજ પૂછવાની વાત નહીં તે લોકો જે રણમાં મરણ પામ્યા ત્યાં આગળ હજુ સુધી પણ એક લેખ લખેલો છે. અને તેમાંના શબ્દ આ છેઃ—

> "Stranger! Go tell Sparta,
> Here her sons are laid,
> Such was her law,
> And we that law obeyed"

"હે પરદેશી! તું સ્પાર્ટાને જઈને કહે કે હમે લોકો અહીં આ રણમાં લડતાં લડતાં મરણ પામ્યા છઈએ' આવો અમારો કાયદો હતો અને તે કાયદાને હમે શીરપર ચડાવતા હતા."

અહા! આ શબ્દો કેવાં આપણાં રૂંવેરૂંવાં ઉભાં કરે છે! શું સ્પાર્ટનોની હીમ્મત! શું તેઓની બહાદુરી

અરે ! આવુંજ શૂરવીરપણું આપણા ક્ષત્રીઓમાં હતું ! અહા ! પણ તેનું કારણ શું ? કારણ માત્ર એજ કે તે લોકોને હાલ જેમ છોકરાંઓને ગોંધી રાખે છે તેમ નહોતું.

આ સ્પાર્ટન ધારાના સારા અથવા નરસાપણાપર હું ટીકા કરવા માગતો નથી. એટલુંજ બોલવું બસ છે કે આવી વખત કસરત આપવાને લીધે તેઓ એવાતો બળવાન અને ચુંદા સિપાઈ બચ્ચા થઇ ગયા કે તેની તોલે પૃથ્વિના કોઈ પણ રાજ્યના શૂરાઓ હરીફાઇ કરી શકતા નહીં.

મારા શાણા હીંદુઓ ! કસોટીનાં આ ફાયદા છે. હું એવી સલાહ આપવા નથી માગતો કે તમારા છોકરાંને સખત અને ક્રૂર રીતની કસરત આપો. નારે ભાઈ ! મારો હેતુ એજ છે કે તેઓને આરોગ્ય કરવાને જોઇતી કસરત આપવી. જેથી તેઓની મન શક્તિ ઘણીજ ખીલશે. હાલમાં દેશી જાહેર કસરતશાળાઓ સારાને બદલે ખરાબ પરીણામોનું મૂળ થઈ પડી છે. જે જે પુરૂશો એવી તાલમોમાં જઇને કસરત કરે છે તે જ્યારે પૂરેપૂરી કસરત શીખે છે; અને જોરવાન થાય છે; ત્યારે મનમાં એમ અભીમાન ધરાવે છે કે હવે તો આપણે સાગર તર્યા. આપણને કોની માએ શેર સુંઠ ખાધી છે કે કંઈપણ પૂછે ? કોની માએ શેર સુંઠ ખાધી છે કે કુસ્તી કરે ? એવી રીતે આજના ઉસ્તાદો અને તાલમ બાજીઓની ખોપરીમાં પવન ભરાઈ જાય છે. અને પછી તેઓ રંડીબાજી, જુગાર, ચોરી અને બીજુ માઠી લતોમાં પડે છે. આ શું સારૂં છે ? દેશી મા બાપો આ પ્રમાણે અટકાવ કરે એમાં પણ કંઈજ નવાઈ નથી. પણ હાલમાં આપણી શાણી અંગ્રેજ સરકારે સ્કુલો સાથે કસરતશાળાઓ અને ક્રીકેટસ ક્લબો કહાડી છે. તેમાં મોકલતાં શું થાય છે ? મારા હીંદુભાઇઓ અને મૂખ્યત્વે

કરીને ગુર્જર બાંધવોને મારી આટલીજ નમ્રતા ભરેલી અ-
રજ છે કે તેઓએ તેઓના છોકરાંને કસરતશાળામાં યાતો
ક્રીકેટમાં મોકલવા. એથી શું શું ફાયદા થાય છે તે મેં ઉ-
પર મારી અલ્પમતીથી ટુકાણમાં દર્શાવ્યા છે.

ઘરેણાં.

ઘણીક વેળા દુબળા. રોગીષ્ટ છોકરાંને દરએક મા-
ણસની સ્થીતી પ્રમાણે સોનાનાં કે રૂપાનાં કલ્લી સાંકળાં
જોવામાં આવે છે. આમાં શું શોભા આવી ? માબાપો પુ-
રતો અને પુષ્ટી આપે તેવો અને ભણવાને-અને સારા સફા-
ઈદાર-પછી ખાદીના કે જગનનાથના કપડા નહીં આપે
અને હાથે પગે સોના રૂપાની સાંકળો કરાવે એ શું સારૂં
છે ? નાનપણમાં સારો ખોરાક મળે તો મોટપણે માણસનો
બાંધો કેટલો મજબુત થાય છે તેનું ભાન મારા આર્યબાંધ-
વોને ક્યાં છે ? ખોરાક અને સફાઈદાર કપડાથી શરીર
કેટલું સારૂં રહે છે અને શરીરનો બાંધો કેવો મજબુત
થાય છે ? મોટા મોટા કલ્લી અને સાંકળીઓ ઘાલ્યાથી લોહી
કેટલું ધીમું ચાલે છે ? અને પછી આખરે છોકરાં "હાથપગ
દોરડી અને પેટ ગાગરડી" જેવા બની જાય છે. ઘરેણાં ગ-
મે તેટલી હલકી કીમ્મતના હોય તો પણ શું આપણે
છાપાઓમાં નથી વાંચ્યું કે ફલાણાને, ફલાણા બે દુષ્ટોએ
ચાર પાંચ રૂપીઆના ઘરેણાંને માટે કુવામાં નાંખ્યો-મારી
નાંખ્યો-વગેરે વગેરે ? આથી કેટલી અને કેવી જો તેના
માબાપોને તે એકનોએક હોય છે તો ખરાબી થાય છે ? અરે
મારા પ્યારા આર્યબાંધવો એવા દોરડા અને બેડીઓ ન પે-
હેરાવો અને એમ તેઓના જાનને જોખમમાં ન નાંખો
પણ તેને બદલે સારો ખોરાક આપો-ચોખ્ખા લુગડા પે-
હેરાવો-સારી ઊંચી સારા શિક્ષકો ખાનગીરીતે ઘેર અભ્યાસ

કરાવવાને માટે રાખો તો તેથી તમારા ઉપર પ્રભૂ રાજી રેહેશે અને તમારૂં આખરે ભલું થશે. જેને તમે સાહેબલોક (યૂરોપીયન) કહો છો તેના છોકરાઓ તરફ તમે જરા તમારી આંખ ફેરવો અને જુઓ કે આપણે કોઈ પણ વખતે એમ વાંચ્યું છે કે ફલાણા સાહેબના છોકરાને બે ચાર, પાંચ, રૂપીઆને માટે મારી નાંખ્યો–કુવામાં નાંખ્યો–ભોંયરામાં નાંખ્યો? જુઓ તે લોકોના શરીરનો બાંધો કેવો છે! તે લોકો કેવા ચુંદાસિપાઇઓ છે. શું આપણે એમ નથી સાંભળ્યું અથવા નજરે નથી જોયું કે ફલાણા સાહેબનો છોકરો ૧૯–૨૦ વરસની ઉમ્મરે આપણા ભર્તખંડમાં રીવીલીયન થઇને આવ્યો? અહા! એ લોકો કેવા સુખી છે! એનું કારણ માત્ર એટલુંજ કે મા બાપોનો પ્યાર–સારી કેળવણી–સારો પુષ્ટી આપે એવો ખોરાક–સારા જાડા પણ સ્વચ્છ કપડાં–શું આપણે નથી સાંભળ્યું કે સાહેબલોકોની જીંદગી ઘણી લાંબી છે અને આપણા ભર્તખંડના લોકોની ટુકડી છે? એનું શું કારણ? જુઓ આપણા બુઢ્ઢા કાકા ગ્લાડસ્ટન સાહેબ! તેની ઉમ્મર કેટલા વરસની થઇછે તો પણ જ્યારે પારલીયામેંટમાં ભાશણ આપવા ઉઠે છે ત્યારે જાણે આજેજ બુઢ્ઢા કાકા જુવાનીમાં આવ્યા હોયની! કેવી છટાથી તે ભાશણ કરે છે! હવે આપણા ભર્તખંડનો જો એટલીજ ઉમરનો માણુસ ભાશણ કરવા ઉઠે તો તેના શબ્દ તેના મોંમાજ રહી જાય છે! બુઢ્ઢા કાકા આટલા બધા જોરાવર શાને લીધે? માત્ર તેના માબાપોએ તેને પુષ્ટીકારક ખોરાક આપેલો અને ઘરેણાં પેહેરાવેલાં નહીં. અને સારી કસરત આપેલી તેથી જ. માટે આ ઉપરથી સજ્જનોએ સારગ્રહણ કરીને

ચરેણાંને એક કોરે મેલવાં અને ખોરાક તથા કેળવણી અને કસરત તરફ ધ્યાન આપવું.

બાળલગ્ન.

હવે હિંદુના બાળકની જીંદગીની એક મોટી અને અગત્યની બીના ઉપર પ્રિય વાંચનાર ! આપણે આવ્યા છૈએ. અરર ! આ બાળ વ-ધ અરે નહીં બાળલગ્નને માટે લખતા મારી કલમ ગોથાં ખાય છે, મારો હાથ ધુજે છે અને મારૂં હૈયું ધબકે છે. બાળકોના લગ્ન ! કેવી મૂર્ખાઈ ! કેવી શરમીંદગીમાં નાંખે તેવી વાત ! શું તેઓનાં માબાપ નાનપણમાં ઢીંગલા ઢીંગલીની રમત રચેલી તે ભૂલી ગયા, તેથી ફરીથી પૈસા ખરચીને તે રમત જોવી એવું ઈચ્છેછે ? ખરે ! બાળ લગ્ન તો, મને ઢીંગલા ઢીંગલીનીજ રમત લાગે છે. ફેર માત્ર એટલોજ કે, આગલા નિર્જીવ છે, અને પાછલા સજીવ છે. ખરે, એતો માબાપો કે વેરવી? પાળનારા કે પાળી મારનારા ? ગોદમાં ઘાલનારા કે ગરદન મારનારા ? એતે કોણ ? માબાપો તો નહીંજ. માબાપ હોય તો, તેઓના નિરપરાધી, ને ઉગતા ગુલાબી છોકરાને, ખાડામાં નાંખેજ નહીં. એતો તે બિચારાના વેરવી. જોશી લગ્નના મુહરતનો ચાંલ્લો કરવા આવે, ને બિચારૂં છોકરૂં તો માની છાતીએ ચહડી ધાવતું હોય. અને જ્યારે પેલો જોશી ચાંલ્લો કરે ત્યારે તે છોકરૂં માની સામા જોઈ ધાવવા મંડી જાય-ત્યારે જે માબાપે, જોશીને બોલાવી જોશ જોવાડયો, અને જેણે આ પ્રમાણે ચાંલ્લો કરવા દીધો, તેઓએ કેવો ઊંડો કુવો પેલા બિચારા છોકરાંને માટે તૈયાર કીધો. તેનો તેઓને બિલકુલ વિચાર આવતોજ નથી. એમાં જોશીને શું ? તેનો તો ધંધો પડયો. શું તેઓ આ કેહેવતથી

અજાણ્યા છે? "વર મરો કે કન્યા મરો પણ જોશીનું ત-રભાણું ભરો." ભાઈના હાથમાં ઘોળીયા આવીને પડ્યા, એટલે પાંચ પચાશ પચીશના, અઠાવીશ કરી, રાશી મેળવી આપી. એમાં એનો શું વાંક છે? એ બિચારાને પણ પેટ લાગ્યું છે કેની. તેને ઘેર પણ માણસો છે કેની? તેનું ભરણ પોશણ ન કરે તો જોશણ પછી છેડો ન વાળે? માટે હોય જોશીનો એમાં વાંક નહીં. વાંક પેલી વિધાત્રીનો કેમ જી-આ-વ-ર-ના-બા-પા? અરે! મારા આર્ય બાંધવો' હું તે શું લખું? તમે બજારમાં એક પૈના પાન લેવા જાઓછો, ત્યારે તેને જોઈ જોઈ, કાચા પાકા કરી કરીને, વીણીને લૈઆવો છો. વારૂં બજારમાં એક દોઢીયાનું સાક લેવા જાઓછો તો, ત્યાં પણ સારૂં નરસું જોઇને લાવો છો. આગગાડીમાં એક બે માઇલની મુસાફરી કરોછો તોએ, તમે તમારીસાથે બેસનાર સારો છે કે નઠારો તેની ખબર કહાડીને, પછી બેસોછો. તો વર અને વહુ કે જેને એક બીજાસાથે, એક બીજાની જીંદગીના અંતસુધી સાથે, અને એક વિચારે દુનિઆદારીની રીત કરવાની છે, તેને વાસ્તે તમે કેમ આટલા બધા બેફિકરા રહો છો, તેની મને બિલકુલ સમજ પડતી નથી. શું તમે બાળ લગ્નનો લ્હાવો લેવાનો નહીં છોડવાના? હું એમ કેહેવા નથી માગતો કે મારૂં કહ્યુંજ માનો; પણ મને જે સારૂં લાગેછે, તેજ હું કહુંછઊં. ધાવતું યાતો ફરતું હરતું છોકરૂં પરણાવવું એના જેવું બિજું મુર્ખાઇનું એકે કામ નથી. એથી જે માઠાપરીણામો નિપજે છે, તેની તેઓને સ્મૃતીજ રેહેતી નથી. છોકરાં એવાં લગ્નથી સુખી થાય છે કે દુઃખી, તેનો તેઓ જરા પણ ખ્યાલ કરતા નથી. તેવો લાહવો લેવો

ઈચ્છે છે. "પેલી ગુલાબે એના છોકરાના લગ્ન ઉપર ત્રણ ન્યાત બાસુદીપૂરીની કીધી, ને ખાંડ થાળીની લાહણી કીધી' ત્યારે આપણે શું તેના કરતા ઉતરતા છૈએ કે આપણે આપણા કીકાભાઈના આવા લગન જેવા સારા ટાણાપર કંઈજ ન કરવું ? આપણે હવે ફરી ફરીને ક્યારે લાહવો લેવાનાં હતા જે ? ફિકર નહીં હજાર બે હજાર વધારે થાય તો હું તો મારા છોકરાંને પેલા પાનાચંદની છોકરી ઝરમર સાથે બડી ધામધુમથી પરણાવીશ. ભલી બૈરી ! તને તારા કીકાભાઈને ઝરમરસાથે પરણાવવાને કોણ ના કહે છે ? પરણાવતી હોય તો સુખે પરણાવ. હમારે કંઈ લેવા દેવા નથી; પણ આંધળાને રસ્તો બતાવવો. એ હમારો ધર્મ છે. પછી તેની મરજીમાં આવે તે રસ્તે જાય, તેમાં આપણે શું. તેમજ શા સારૂં તારે દેવું કરવું અને તારા ન્યાતના લોકોનીસાથે હરીફાઈ કરવી જોઇએ ? શું ગરીબ, પૈસાદારની હવેલી જોઇને તેનું ઝુપડું તોડી પાડશે ? અને જો તેમ કરવા જશે તો તે ઘરબાર વગરનો થઈ જશે." તેમજ ભલી ગુલાબ ! તું ગરીબ થઇને પૈસાદારનીસાથે હરીફાઈ કરવાથી દુઃખી થશે.

છોકરો ધામધુમથી પરણે છે. મોટો વરઘોડો નીકળે છે. ગાડી ઘોડા વાજાં, નવાબસાહેબના હાથી વગેરે વગેરેથી, મોહોલ્લોનો જેવો રાજવાડા જેવો ઝળકી નિકળે છે. ન્યાતની સ્રિઓ ઘરેણાં વિગેરે પેહેરી રમઝમ રમઝમ કરતી આવજા કરે છે. આવો દિવસ પેલા માબાપને એક મોટો ઓચ્છવનો દિવશ હોયની, તેમજ લાગે છે. આ લગ્નને પ્રસંગે પેલા ફુલ જેવા ફટાણાતો, દરએક સ્રિના મૂખમાંથી ગળે છે. અને તેના સગા વહાલા જેવાકે બાપ–

મોટો ભાઈ–બહેની વીગેરે શાંત મને સાંભળે છે. એટલુંજ નહીં પણ તેઓ આવા ફટાણા સાંભળીને ખુશ થાય છે. ધિક્કાર છે આ પ્રારસને ! એમાં ભાગ લેનારાઓને પણ ધિક્કાર છે ! ધિક છે પેલી નફ્ટ સ્ત્રિઓને; કે જેઓ તે વખતે ઉઘાડે મોડે બેફાક ફટાણા મોટા રાગડાથી ગાય છે. આ શી મજાક ! બિચારા મૂસલમાનોતો કતલની રાત્રે, માહેતમ કરે છે. પણ આ મૂરખાઓતો વાજાં વગડાવી, નાચરંગ કરાવીને, મજાહ કરે છે. આ પ્રમાણે જ્યારે કરે છે, ત્યારે પ્રિય વાંચનાર ! જરા વિચાર કરીને કહે કે, તેણે શું આજે તેના છોકરાને જીવતો ગરદન નહીં માર્યો ? ખરે ખર બીજી પ્રજાઓમાં આના જેવી મૂર્ખાઇનો દાખલો મળવો કઠીણ. બાળલગ્નેજ આપણ આર્યોને બદનને બદલે ચોળી (કાંચળી) પેહેરાવી. ઈંગ્રેજોમાં આ ધારો નથી તેથી તેઓ આપણા ઉપર કેવો અમલ કરે છે ! અને આપણને કેવા ડબેલા ને ડબેલાજ રાખે છે ! ડબેલા ને ડબેલા રાખે એમાં કંઈજ નવાઈ નથી. કારણ કે જુવો તેના શરીરનો કેવો મજબુત બાંધો છે ! અને આપણો બાંધો કેવો છે ? ઈંગ્રેજોને જોશો તો તે બરોબર પાંચ હાથ લાંબો દેખશો. અને વળી તે જોરમાં આપણા પાંચશેને પૂરો પડે એવો. તે કેવો રાતો રાતો છે ! અને આપણા હિંદુઓ કેટલા કાળા છે ? એતો દેખીતા કેના વિકાળછે. અને જે જે મોટા કામો અને લોકોપયોગી તે એ લોકોથીજ થાય છે. કયા આપણા દેશીએ આગગાડી શોધી કહાડી ? કયા આપણા દેશીએ તાર શોધી કહાડયા ? એ લોકો જોરની અંદર કેટલા બળવાન છે ? જો કદાપી એ ખીજવાયો તો વાઘપણ એનો ચ્હેરો જોઇને બીહશે; અને પાછી પાની

કરશે. એનો પંજો તમારા બે હાથે પણ છુટવો ઘણોજ મુશ્કેલ છે. આપણને આ દુષ્ટ બાળલગ્નેજ આટલા બધા નબળા, અને ભંગી જેવા બનાવી દીધા છે. ઓ મારા આર્યબાંધવો ! કંઇક રીતે ચેતશો તો પ્રભુ તમારૂં રૂડું કરશે એમાં જરાપણ શક નથી. ચેતો અને ચેતો હવેતો હદ વળી ગઈ. અસલના વારામાં, આપણા ઘરડા વરડા આટલા ઝીણાં કપડાં નહોતા પેહેરતા. તેઓ માંશ હારી હતા. આપણા ગુરૂઓ, રૂશીઓ, અને દેવો સ્વયંવર કરીને પરણતા, એ વાતથી તમે કંઈ અજાણ્યા નથી. જ્યારે તમે તમારા બાપદાદા જેવા જાડા કપડા પેહેરતા હતા તેવા હાલ પેહેરતા નથી, ત્યારે, તમે એક તરેહનો, તેઓની રીત બાતમાં સુધારો કીધો કે નહીં ? હા બેશક હમે સુધારો કીધો, એમ કહ્યા વગર તમારો છુટકોજ નથી. ત્યારે તમને બાળલગ્નની ઢીંગલા ઢીંગલીની રમત જોવી સારી લાગે છે ? સારીતો નથી લાગતી ત્યારે જો સારી નહીં લાગતી હોય તો સુધારો કરો. વારૂ, તમારા ઘરડા વરડા માંસ હારી હતા કે નહીં ? હા હતા. જ્યારે તમને તેમ કરવું પસંદ પડયું નહીં ત્યારેજ તમે તેને તજી દીધું કેની? હા. ત્યારે તમને આ બાળલગ્નનો ચાલ અટકાવતા થાય છે શું ?

ન્યાતવરામાં તમે લગ્નને દિવશે જશ લેવામાં કંઈ પણ પાંતીની ના રાખતા. ખુબ ભાઇ ભાઈ થાઓ. અરે વ્હેવાઇઓ! આવે સમયે તમે આંખ મીચેલી છે, તેથી ખુશામતીઆ અને વગર ખુશામતીઆ વચ્ચે શું તફાવત છે, તે તમને ખબર પડવાનીજ નથી. ફિકર નહીં. પણ જો જો માંડવો બંધાવવામાં કંઈ ખામી નહીં રહી જાય હં ! જ્યારે આંખ ઉઘાડવાનો વખત આવશે ત્યારે જો

ફીકાભાઇને લગ્નને દીવશે, ગુલાબ વહુ ખમા ખમા કરતી હતી, અને રામદાસભાઈ, ભાઈ ભાઈ. કરતા હતા, તેજ ફીકાભાઈ આજે આંખનો પાટો થઈ પડવાનો. અને તેજ દુઃખનો ઝરો થઈ પડવાનો. કારણ કે માગનાર આવશે, અને બારણા તોડી પાડશે ત્યારે, ફીકાભાઈ તે કડવાભાઈ થઈ પડશે. પ્રિય વાંચનાર ! મારૂં કહેવું કેટલે દરજજે ખરૂં છે તેનો વિચાર તમનેજ કરવાને સોંપુ છઊં.

અરે મારા હિંદુ ભાઇઓ જરાતો જુઓ ! શૂં તમેજ દૂનિયામાં ડાહ્યા છો, એમ તમે સમજો છો? શું તમારા શિવાય દૂનિયામાં ડાહ્યા વશતાજ નથી, એમ તમારૂં કેહેવું છે? બિચારા બાળકને ગળે પાછો ન નિકળે એવો ફાંસો નંખાઈ ચુકો. માંડવા બાંડવા છુટી ગયા. અને જે જગા બેચાર દિવશપર વાજા અને ગીતથી ગાજી રહી હતી, તે હવે સુકનાર થઈ ગઈ. જે જગ્યાએ ઝુમ્મરો પોતાના શેંકડો દીવાનું તેજ આપતા હતા, ત્યાં અંધારઘોર થઈગયું. અને છેલ્લે જ્યાં "પકવાન તમારે," "બાસુદી તમારે" ના અવાજો આવતા હતા ત્યાં એઠવાડનો ગંધવાડો, અને કાગડાઓ "કાકા કરી રહ્યા છે," અને માખીઓ બણબણાટ કરી રહી છે.

મારા આર્ય બાંધવો આમ કરવાને તમને કોણ કહે છે ! પોતાના છોકરાને ખાડામાં નાંખવા પોતેજ દીવો ધરવો, એ શું તમને સારૂં લાગે છે ? માગનારા કંઈ તમારા નાચવરાની જરાપણ ફિકર રાખવાના છે? તેતો બોચી પકડીને, તમારી પાસેથી નાણા ઓકાવશે. અને ઘરબાર પણ વેચાવશે. અરેરે ! આથી બીજી કેવી ફજેતી ?

હાય હાય ! લગ્નતો ગયાં. લોકો તો ખાઇને ચાલ્યા ગયા. પણ હવે પૈસા કેમ ભરવા ? ઘરગીરો મૂકીને પૈસા

કહાડેલા તેતો, નાચ મુજરા, લગ્નની રીતો, લગ્નની ચિઠ્ઠીઓ અને વરઘોડામાં ગયા. હવે રૂપીઆની મોટી રકમો મીઠાઈવાળો, ઘીવાળો, અને ઘાંચી માગે છે, તેનું શું કરવું? માગનારા તો, દહાડામાં દશવાર આવીને બારણા તોડી પાડે છે. સુજ્ઞ વાંચનારા લગ્ન ગયાપછી મહીનામાંજ આવા ભંડવેડા, શું તમે કાને સાંભળ્યા નથી? હાય હાયરે! ઘરતો ગયું! હવે તો ફીકાની મા ગુલાબની જણસોજ માત્ર રહી છે! પણ તે ગીરો મૂકે કંઈ પાર આવવાનો છે! વારૂં હાલમાં તો જે થાય તે ખરૂં. પણ થોડા રૂપીઆ આપી માગનારાનું મોં હાલતો બંધ કરીએ. પછીની વાત પછી છે. પણ ગુલાબના ઘરેણાં ઘરેણે મૂકીશું ત્યારે, ગુલાબ વહુ ન્યાતમાં શું પેહેરીને જમવા જશે? અરે ન્યાતના લોકો જેઓ ફીકાભાઇને લગ્નને દિવશે વાહ વાહ કરતા હતા, તેઓ પણ ફિટકાર કરશે. પણ ન્યાતના લોકો થોડો વખત વાત કરીને બંધ થશે. પણ સરકાર દરબાર જઈશું તો ઘણીજ ફજેતી લુટાશે. ચાલો ભાઈ, પાનાચંદભાઈ મૂકો ત્યારે બૈરીના ઘરેણા જુઓછો શું?

આશું? આ કમકમાટ છુટે એવી મૂર્ખાઇનો દાખલો જોઈ કયા શાણા માણસોનું અંતઃકરણ પીગળવાનું નહીં? માબાપોના અકકલ વગરના આંધળાપણાને કયો શાણો માણસ ઠપકો નહીં આપવાનો? હિંદુ ભાઇઓ કરો લગ્નો. પેટ ભરીને લાહવો લેલો. પછી આખો જન્મારો પેટ ભરીને પોક મૂકી રડો.

નાના બાળકોને ફાંદામાં નાંખવાં એ શું સારૂં છે! પરણવું શું છે, તેની તો જેને લેશ માત્ર ખબરજ નથી, અરસપરસની ચાલ ચલણ અને સ્વભાવથી બિલકુલ અભણ,

તેવા નાદાન બાળકને એક બીજાની સાથે જીંદગીના સાથી તરીકે જોડે, એ કેવું શરમ ભરેલું છે. ? જીંદગીરૂપી પ્રવાસમાં મરદને સદગુણી, શુશિળ અને ધાર્મીક સાથી જોઇએ છે, તેમજ સ્ત્રિને ઉદયોગી, પ્રમાણીક અને સદવિચારવાળો સાથી જોઇએ છે. માટે સાથીપણાનો વિચાર કર્યા વગર, તેના દૂરાચારી અને મૂર્ખ માબાપો, તેઓને લગ્નની પવિત્ર ગાંઠમાં જોડે એ કેવી બેવકુફાઈ?

વિદ્યાથી સુધરેલા દેશોમાં માણુસની જીંદગીના અગત્યના પ્રસંગને માટે કેવી છુટી રીતો છે! બાળ્યાવસ્થામાં ભણી ગણી હોંશીયાર થાય છે. મરદ સારો રોજગાર શોધે, કે જેથી તે, અને તેની સ્ત્રિ આબરૂદાર, સૂખ સંપમાં, અને પ્રીતીમાં રહે છે. કેટલાએકતો લગ્નની પેહેલા પ્રદેશ મુસાફરી કરી આવે છે, અને ઘણીક હોંશીઆરી અને દુનિયાદારીની માહેતગારી મેળવે છે. પછી જો સ્ત્રિ પૂરૂશના સ્વભાવ, ચાલચલગત, અને પ્રેમ સરખો હોય યાતો એક બીજાને પસંદ હોય તો પછી તેઓ લગ્નની રૂડી ગાંઠમાં જોડાય છે. આહા! આ દંપતિના સૂખની શી મણા! તેઓને તેઓની જીંદગી વરીયાળી જેવી લીલી લાગે છે. ભવિષ્યનો પડદો તદન ગુલાબીજ દીશે છે; અને એ પ્રમાણે તેઓ અંતસુધી એક બીજાને ચહાય છે, મદદ કરે છે, અને આનંદમાં જીંદગીરૂપી મુસાફરી પૂરી કરે છે.

વળી આ દેશની હવા ગરમ હોવાના સબબથી સ્ત્રિ ૧૫-૧૬ વર્ષે યુવાવસ્થામાં આવે છે; અને પેલો બિચારો તેનો ધણીતો, તે વખતે બાળ્યાવસ્થામાં હોય છે. હવે પેલા બિચારાથી અભ્યાસ તે કેમ થાય? આગળ પોતાનો ઉદય થવાનું મૂળ કેમ સંભાળે? ઘેર જુઓતો બૈરી તરફનું દુઃખ અને નિશાળમાં જુઓતો માસ્તરનું દુઃખ. પેલો બિ-

ચારેતો સુડી વચ્ચેનું સોપારી થઈ પડે છે. એવામાં ભોગ જોગે છોકરૂં થયુંતો પેલા બિચારાના બાર વાગ્યા. "ભાઈ હવેતો તું છોકરાનો બાપ થયો. કંઈ નાનો છે? કાલ ઉઠીને સારૂં ટાણું આવશે તો રૂપીયા કયાંથી લાવશો?" આ વેણ પેલા બિચારાં છોકરાંને કેવાં લાગે છે? હજી અભ્યાસનો પૂરો કીધો નથી. એટલામાં નોકરીની જરૂર! શું કરે! સાણસામાં આવ્યો તે કંઈ ડગાય છે? તે બિચારો પોતાનો પ્યારામાં પ્યારો જે અભ્યાસ તે છોડી દેછે. કોઈ હલકી નોકરી શોધે છે; અને જુજ પગારવતી છોકરાની ધાડ સાથે પોતાનો સંસાર શિરૂ કરે છે. શું આવા શબ્દો સુજ્ઞ વાંચનારાઓને કાને પડયા નથી? "અહા! પ્રભૂ હુંતો છોકરે છોકરે ઘણોજ કાયર થઈ ગયો છું! મને નિરાંતે જરા પણ ઊંઘ આવતી નથી! એક છોકરૂં કહે કે બાપા મને પૈ આપો અને બીજું કહે બાપા મને આપો. ખાધાખાઇનાજ ખર્ચમાં હું કેટલો હેરાન થઈ ગયો છઊં! અરે આજે કોઈનાં લગ્ન તો કાલે કોઈની મૈયત. તેમાંને તેમાંજ હુંતો મરવાનો! અરે ઈશ્વર મારો કોઇપણ દિવશે સુખે રોટલો ખાવાનો વખત નહીંજ આવવાનો?" આ ચિત્રના કાળા અને ડરામણા રંગો ખુલ્લે ખુલ્લા માલમ પડે છે.

હવે વળી હિંદુઓના કુળાભિમાન તરફ નજર કરીએ. આગળ મોટા કામોથી, રાજ્યાધિકારથી, જાગીરદારીનેલીધે કોઈ કુટુંબ સારૂં ગણાયું હોય, પણ હાલ જેની પાસે ફુટી બદામ પણ ન હોય. જેના છોકરાને કક્કોતો પુરો આવડતો જ નહીં હોય, કોઇવાર તે લુલો હોય, કોઇવાર દુરગુણી અને આળસુ હોય તોપણ, તેવાને મૂર્ખ લોકો પોતાની નાની કાલુ કાલુ બોલતી સુંદર છોડી લગ્નમાં આપે છે. અરે સામા રૂપીઆ એટલે વાંકડો ભરીને પરણાવે છે.

આમાં પેલી બીચારી સ્રિનો આખો ભવ કેવો બગડે છે ! બચારી છોકરી કે જે બાપને ત્યાં, ચાકર નોકર અને ભટ ઉપર હુકમ કરતી હતી તેને દળણાં દળવાનો વખત આવે છે અને એવી બીજી કેટલીક રીતોથી પોતાનું પેટ ભરવું પડે છે.

કોઈક વેળા ઊંચા કૂળનો વર શોધવા જતાં છોકરીના માબાપને પોતાની છોકરીને લાયકનો વર નથી જડતો, ત્યારે પેલા મૂર્ખ માબાપો પોતાની છોકરીથી પાંચ સાત વરશે નાહના છોકરા સાથે લગ્ન કરે છે. આ કજોડું તે દુનિયામાં કેવું સૂખ ભોગવે ! નિતીતે કેવી રીતે જાળવે ! બારૂ પેલી માનેતો સ્રિ ગુણની સમજ હતી ત્યારે, તે પેલા પાંચ સાત વરસના નાના છોકરાને શા માટે આંધળી પાંગળી થઇને પુંખવા ગઈ? આખરે તેની છોકરી શું તેનાં માબાપોને ગાળ નહીં દેવાની ? અરે ! પેલા ભવાયાઓ કજોડાનો વેશ, તેઓની ભવાઇમાં કરી બતાવે છે, તેનું શું કારણ ? ફક્ત આપણા હિંદુઓને શિખામણ દેવાનેજ માટે. મારા હિંદુ ભાઇઓ તમે નહીંજ સમજવાના ? હિંદુઓમાં એક વાત એવી ચાલે છે કે એક જુવાન સ્રિ પોતાના બારણાના ઓટલા ઉપર બેઠી બેઠી ભરત ભરતી હશે, અને તેનાથી પાંચ સાત વરશે નાનો કંથ પુરી અક્કલનો નહીં તેથી તેનાથી થોડેએક દુર બેશી કૉપી લખતો હશે એવામાં, એક સાધુ ભિક્ષા માગવા આવ્યો. તેણે તે બાઇને એવું કહીને ભિક્ષા માગી કે "ખુદાઓ તેરા લડકેકું જીતા રખેગા." પેલી જુવાન સ્રિતો શરમાઇને બળતા કલેજાસાથે ત્યાંથી ઉઠીને ઘરમાં જતી રહી. અને ઓરડામાં એકાંત બેશીને નીચેનું ગાયન ગાવાનું શરૂ કીધું:—

# બાળકંથને લીધે શોક.

રોલાવૃત.

જુવાન બ્હેનીઓ તમો, વાત સૂણજો એક મારી,
બાળ જેનો કંથ, દુઃખ તેને શિર ભારી.
જગમાં જન્મી અરે, સુખ શાં શાં દીઠાં મે.;
ફાગ૧ હોળીની આગ. લખી શી મારે કર્મે !
છોરૂં વરનો નેહ, કદી સ્વપ્ને જોયો છે?
વિના સુખને હોંશ, હાય! ભવ મેં ખોયો છે.
મારા મારી મૂર્ખ, મૂર્ખ તાતે દુઃખ દીધું!
લગ્ન સમય પાપણી, વિખ ક્યાં મેં ના પીધું!
બાળકંથને કાજ, સાથ સૈયરનો તજીયો,
દુખિયારી મુજ દેહ, રૂડો શિણુગાર ના સજીયો.
સખિયોને સાસરે, જતી જ્યારે હું જોતી,
એકલડી૨ ઓરડે, ભાગ્યને પોકે રોતી.
અરે વિધાત્રા વ્યર્થ, જન્મ શા સારૂ આપ્યો;
કીધાં કેવાં પાપ ? કંથડો મુજને શાલ્યો૩ !
ધણી વિનાનું ઢોર, સ્થિતિ તેની છે જેવી;
બાળકંથની નાર, ગતી મારી પણ તેવી.
સાસરીયામાં પ્હેલ, નણંદ થઇ દુશ્મન મોટી;
લડી વાળવા વેર, ઉપાયો કરતી કોટી !
વડી સાસુડી શાલ, થઈ એમ મ્હેણાં મારે;

---

૧ ફાગ=ફાગણ મહીનાની હોળી. ૨ એ સત ઓરડામાં જઇને મારા ભાગ્ય ઉપર હાથ મુકીને રડતી. ૩ વેરી થયો. દુઃખનું સાધન થઇ પડયો.

"સુકાપો મુજ તંન, અકરમી વર દુઃખ તારે" !
નાથ નીશાળે જઇ, આવે જવ૧ ઘરમાં સાંઝે;
મુજદેખી સંતાય, મરૂં હું ત્યારે લાજે !
કહો બેનીયો હવે, સુખતે સેજેર કેવું ?.
છોડી આ સંસાર, ચાહું હું વનમાં રેહવું—
દુખીયા દેહનો નાશ કરંતાં બીક ન ધરથી;
એક લોકની લાજ૩ વળી ઇશ્વરથી ડરતી.
અરે હીંદુઓ હવે, થઇ છે શીમા ભારી;
અબળા કેરાં દુઃખ, વીદારો મન વીચારી;
દેશોદયને કાજ, એજ સાધન છે સાચું;
નીષ્કપટે, કરગરી, તમો આગળ હું યાચું
જગત કર્તાનો રોષ, વીચારી નિંદ્રા૪ છાંડો;
સ્ત્રી દુઃખ કરવા દૂર, યગ્નનો આરંભ માંડો.૫
થાશે તવ આ દેશ, રાજવી૬ સઘળી વાતે;
૭ભારત, ભૂમીતણા, તનૂ સુખીયા થાશે જાતે.

પછી કેટલીકવાર સુધી સાધુતો ઉભો રહયો. એવી આ-શાએ કે, પેલી જે બાઇ ઘરમાં ગઈ છે તે ઘરમાંથી કંઈ તેને આપવાનું લેવાનેજ માટે ગઈ છે. ઘણો વાર થયો અને આખરે જ્યારે તે કંટાળી ગયો ત્યારે તેણે પેલા બાળકાને પુછ્યું કે "તેરી મા જો ઘરમે ગઇ સો, કુચ લા દેંગી કે મેં જાઉં ?" ત્યારે પેલો બીચારો વીદ્યાર્થી ઠીક મોહડે

૧ જ્યારે. ૨ બીજાને. ૩ જો આપઘાત કરૂં છઉં તો લોકો કહેશે કે કોણ જાણે શું એ કાળું ધોળું કીધું હશે. ૪ ઊંઘ દૂર કરો. ૫ સ્ત્રીનાં દુઃખો દૂર કરવાના શુભ કાર્યોરૂપી યગ્નનો આરંભ કરો. ૬ ચઢતીવાળો કીર્તિમાન. ૭ હીંદુસ્થાન.

બોલ્યો કે "એતો મારી વહુ થાય."

શું આવા કજોડા દુનિયામાં નથી ? મૂખ્યત્વે કરીને આવાં કજોડાં ગુજરાતમાં ઘણાજ દીઠામાં આવે છે. ધણી નાનો હોવાને લીધે તેની યુવાવસ્થામાં આવેલી સ્ત્રિપર દારગમન કરે, તે પછી ગર્ભપાત કરીને બાળ હત્યાઓ કરે, એમાં શું તમે આબરૂ સમજો છો ? તમે માબાપોને જ્યારે તમારી છોકરીને પારકાનો ગર્ભ રહેલો છે, એમ માલમ પડે છે ત્યારે, ઝેરનો કટોરો તેના મોહડા આગળ એમ કહીને નથી ધરતા કે "રાંડ તું પી નહીંતો હમે પીઇએ છીએ"? પેલી બિચારી સ્ત્રિ કેવી દ્રઢતાથી તમારો આપેલો કટોરો આંખ વીંચીને પીઈ જાય છે! અહા ! આ કેવું ઘાતકી કામ ! કેવી નિર્દયતા ! માકડ ચાંચડ મારવા એ મારા હિંદુબાંધવો એમ સમજેછે કે એ પાપ છે, અને મનુષ્ય દેહ જેવી મોટી અને ઉમદા ચીજ, ઝેરનો કટોરો આપીને મારવી, એ કંઈજ પાપ નહીં ! અફ્સોસ ! એ પાપોની શિક્ષા કોને ખમવી પડશે ? પેલા આંધળા માબાપોને કે પેલી સ્ત્રીને ? વખતે સરકાર દરબારથી તો તેઓ બચી જાય છે પણ શું પ્રરમેશ્વર તે લોકોને તેના ન્યાયદરબારમાંથી બચી જવા દેશે ? આપણી શાણી બ્રિટીશ સરકારની એવી રાજ્યનિતી છે કે ચોરી કરનાર કરતા ચોરીનો માલ રાખનારાને વધારે શિક્ષા થાય છે. આ ઉપરથી તો શું વાજબી અને ગેર વાજબી છે, તે આપણુને માલમ નહીં પડવાનું. પણુ જ્યારે આપણે પક્કો વિચાર કરીશું ત્યારેજ, આપણુને માલમ પડશે કે, બ્રિટીશ સરકારનું એમાં બહુજ ચાતુર્ય છે. ચોર ચોરી કરીને આવ્યો ને માલ રાખનાર તેને સેહેજ મળી આવ્યો તો, તેની પાસે તે શાહુકાર રૂપીઆ લે, થોડા વખ-

તમાં હજમ કરીજઈ, પાછો પોતાનો શાહુકારી ધંધો કરવા જશે. પણ જો ચોરીના માલ રાખનારને સરકારે સખત સજાએ પોંચાડયો તો, પેલા ચોરને તેના તસ્કરી આણેલા માલના રૂપીઆ મળવા ઘણાજ કઠીણ થઈ પડશે. અને પછી જ્યારે તે ઘણા માણસોને પોતાનો શાહુકારી ધંધાથી ચોરી આણેલો માલ વેચવાને માટે કિમ્મત કરાવવા જાય છે, એટલે તેના પાપનો ઘડો ફુટી જાય છે, કારણ કે તે શાહુકારથી માલની વાજબી કીમ્મત તો માંગી શકાતી નથી, અને ચોકશીઓને તો આઈતું લેવાનું બહુ મન. એ-ટલે તરતજ, તેને પોલીસને સ્વાધીન કરી દેછે. ત્યારે આ પ્રમાણે જો તેઓને ઘટતી શિક્ષા મળે તો, તેની કંઈકિપણ અસર થાય છે. અને અસર થયાને લીધે આવી આવી ખરાબી થતી અટકે છે. અરે! દીનદયાળ, કૃપાળુ ઇશ્વિર, તું મારા ભર્તખંડના આર્યોને આવા દૂઃખમાંથી કયારે મૂક્ત કરશે? ક્યારે બીચારા છોકરા અને છોકરીઓનો જન્મારો સુધારશે? અરે! મારા આર્યો હવે તો હદ આવી. ગાંડપણ ને લીધે પડતા દુઃખોની કંઈજ શીમા રહી નથી. હવે સ-મજો તો સારૂં. તમે વીચારમાં પશૂતુલ્ય કેમ બની જાઓ છો! જરા શાણપણ પકડો કે તમારૂં મહાદીનદયાળ પ્રભૂ કલ્યાણ કરે. તમારાં છોકરાં છૈયાનું કલ્યાણ કરે. અને છેલ્લે તમારા દેશનું એટલે તમારા ભર્તખંડનું કલ્યાણ થાય.

આમીન—આમીન—આમીન-

અરેરે! દુઃખ તે કેટલાં અને કેવાં! પાંચ સાત વ-રસની છોકરી. હજુ પારણામાં સુતી છે. પાંચીકુકે રમે છે, માબાપને પોતાનું મોડું બતાવી હસાવે છે, તેવી બીચારી છોકરીને ૬૦—૭૦ વરસના ઢચરાસાથે પરણાવવી એ કેવી વાત! એ છોડીએ તમારા એટલા બધા શું ગુન્હા કીધા કે

જ્યારે તે ભરજુવાનીમાં આવે ત્યારે, પેલો મરણ ખાટલે પડે. એ બીચારીનો શૌભાગ્ય તે કેટલા દીવશનો? અને વળી તે શા કામનો? તમે શા માટે આવા ઢચરાની દોલત જોઇને એકદમ આંખે પાટા બાંધીને ઝીપલાવી પડો છો? શું તેની દોલત ઉપર પુળો મુકવો છે? જ્યારે તમે એવી રીતે પૈસા લૈને તમારી છોકરીને કોઈ બુઢ્ઢા ખખ થઈ ગએલા સાથે પરણાવવા જાઓ છો ત્યારે, તમે એ પણ એક જાતનો રોજગારજ કરવા માંડયો કેની? શરમ છે એવા વેપારીઓને. એ તમે તમારી છોકરી આપીને પૈસા લીધેલા તે તમે કેટલો વખત વાપરશો તેતો જરા ભશી મરો. હું કોઇપણ અમુક જાત ઉપર બોલતો નથી પણ જેઓ આવું નિચ કામ કરતા હશે તેતો તરતજ ચેતી જશે કે આ હમારા ઉપર લખાયું છે. હજુ તો તમારી છોકરી જુવાનીની સહવારમાં ખીલે છે. જેને દુનિયાદારીની સમજ આવે છે, એટલે પેલા બુઢ્ઢા કાકા તો વિદાય થાય છે. એટલે પેલી બીચારીનો જન્મારો તો વ્યર્થ છે. અને ૧૫–૧૭ વરસની ઉમ્મરે તો વિધવા થઇને બેઠી. અને ૧૨–૧૩ વરસની ઉમ્મરમાં કદાપી તે છોકરાની મા થાય છે તો તે દેખાવ કેવો થઈ પડે છે? જે હજુ પોતેજ બાળક છે તે તે વળી, પોતાના બાળકની કેવી સંભાળ લે. જેને પોતાનેજ લુગડા પેહેરવાનું તો ભાન નથી તે તે વળી શું પોતાના છોકરાને લુગડાં પેહેરાવે? જેણે પોતેજ થોડા વખત ઉપર પોતાની માતાનું દુધ પીધેલું તે તે વળી શી રીતે પોતાના છોકરાને ધવડાવે? જેને પોતાનેજ ખાવાનું કશું ભાન નહી, તે તે વળી બાળકને માંદો પાડે તેમાં તે શી નવાઈ? સેહેજ સેહેજમાં તે પોતાના પ્રિયપૂત્ર અથવા પૂત્રિને કેવી ખરાબ ગાળો દેછે? અહા! સાત આઠ વરશની થઈ

એટલામાં તો તે ઘરડી કાકીજી ! અને વળી બે ત્રણ છોકરાં ની મા ! અફ્સોસ ! મારા ગાંડાઘેલા ગુર્જરે બાંધવો અફ-સોસ ! પાંચ સાત વરસમાં તે બે ચાર છોકરાની મા કેહેવી રીતે થઈ? હા મારા આર્ય બાંધવો કેવી રીતે થઈ તે હું તમને સમજાવું છઊં. પોતાથી આગળ ગુજરી ગએલી સ્ત્રિના બાળકો હોય તેની એ સાવકી મા થઈ કેની ? સાવકી માથી છોકરાઓ ઉપર કેવાં અને કેટલાં દુઃખો પડે છે તે મારા આર્ય બાંધવ રા. મંછારામ ઘેલાભાઇએ સુરત શેહેરમાં પોતાનો નાટક અચ્છી અસરકારક રીતે ભજવી બતાવ્યો હતો. એ ભાઇએ તે નાટકમાં સાવકાં છોકરાંઓ ઉપર તેની સાવકી મા કેવાં દુઃખો પાડે છે, તે સ્પષ્ટરીતે, અને સરળ ભાશાની અંદર, બહાર પાડયો છે. તે મારા પ્રિય આર્યે વાંચી જોવાની તસ્દી લેશે તો તેઓની ખાત્રી થશે કે જો એક બૈરીના પેટનો છોકરી અથવા તો છોકરો હોયતો કદાપી પણ સાવકા છોકરા ઉપર સાવકી માની ઉશ્કેરણી અને ચાડી ચુગલીથી, પેલા બાપનો પ્યાર પેલા નિરપરાધી છોકરા તરફ રેહેતો નથી. પ્યાર રહેતો નથી એટલુંજ નહીં, પણ વળી તેના ઉપર જુઠા જુઠા બોતાનાઓ પણ મૂકવાને, પેલી સાવકી મા જરા પણ પરમેશ્વરનો ડર રાખતી નથી.

વિધવા.

અરે મારા આર્ય બાંધવો આ શબ્દ સાંભળીને શું તમારાં રૂંવેરૂંવાં ઉભાં નથી થતાં ? વિધવા થઈ ! વિધવા થઈ ! એટલે બિચારીનું સરવસ્વ ગયું ! હાય હાય ! ખાવું ગયું. ઓહડવું પેહેરવું ગયું ! શૌભાગ્ય ગયું તેની સાથે અરે ! વળી હૃદયની બાકી સાકી શાંતી રહેલી હતી તે પણ ગઇ ! ત્યારે રહ્યું શું ? માત્ર હાડ પિંજરજ કે ! જે છોકરીએ આવા માબાપને પેટે જન્મીને, પોતાના દુઃખના

વ્હાડામાં ભાગ લીધેલો, જે છોડી માબાપની વગર પરવાન-
ગીએ ઉમરા બાહાર ગએલી નહીં, જેણે કોઇનો કશોપણ
ગુન્હો નહીં કીધેલો, કોઇને દુઃખ કહીં દીધેલું, પણ સઘ-
ળાની સેવામાં તત્પર રહેલી, જેણે સંસારનો કંઇપણ લહાવો
લીધોજ નથી, જેનું મન હજીતો હોંશમાંને હોંશમાંજ ઉછળે
છે, તેને આ પ્રમાણે તેના ધણીના મોત પછી કેદી કરતાં
પણ બુરી રીતે કબજ રાખવી, સારૂં ખાવા પિવાને ન
આપવું, ભોંય ઉપર સૂવાડવી, લગ્ન શાદીમાંથી બાતલ
કરવી, અને એક દાસ કરતાં પણ નઠારી હાલતમાં આણ-
વી, તેનું શું કારણ ? હિંદુ બાંધવો એણે તમારૂં શું પાપ
કરયું ? કયે પ્રકારે એ બિચારીએ તમારી અવકૃપા મેળવી,
કે તમે તેના ઉપર આટલા સખ્ત અને નિર્દય છો ? તેનું
દુઃખ જોઇને શું તમારૂં હૃદય પીગળતું નથી ? શું તમે
વજ હૈયાના છો ? તમે મરદો એક સ્ત્રિ મરી જાય તો, તે
ઉપર બીજી, ત્રીજી, અને વખતે ચોથી કરો. અરે! એટ-
લુંજ નહિં પણ એક સ્ત્રી જીવતી હોય તો, તે પર બીજી
પરણો. અને આ બીચારી ગરીબ અબળાએ એવાંતે શું
પાપ કરયાં કે આ પ્રમાણે તેની આખી જીંદગી લગી એક
ખુણામાં સડયાં કરે ? તમે શું એવો મોટો દિગ્વીજય કીધો
કે, તમો મરદો આટલી બધી છુટ લઈ શકો, અને અ-
બળાઓએ એવી કઈ હત્યાઓ કરી, કોનાં ઘરબાર ઉપડાવી
નાંખ્યાં, કયા મૂસાફરોને અન્ન પાણી વીના રીબાવીને મારી
નાંખ્યા ? સહવારના પોહરમાં એ બીચારીનું કોઇપણ મ્હોં
જોવા નહીં માગે. રસ્તે પણ જો સામી મળેતો, અપશુકન
થયા, એમ જાણી જતા આવતા માણસો ચાલતા થંભે.
આ શું ? ભંગીઆના કરતાં પણ બુરી હાલત ! પશુ પક્ષી
પણ જોડાવીનાં રહેતાં નથી, ત્યારે ગરિબ અબળાને આવી

રીતે રીબાવીને મારી નાંખવી એમાં શું મોટમ આવી ગઈ!

દર વરશે ભર્તખંડખાતે કેટલી સ્ત્રિઓ વિધવા થાય છે! તેઓ પોતાના દહાડા કેવી વિપત્તીમાં કહાડતી હશે, તેનો જો મારા આર્ય બાંધવો વીચાર કરો તો સારૂં. વીધવાનો વીલાપ કદાચ એક બે વરસનો હોત તો, તે બીચારીઓ બે વરસ સુખ્ખે દુઃખે કહાડતે પણ આ તો તેઓના જન્મસુધીનું દુઃખ. આવાં દુઃખો નાજુક અબળાથી કેમ ખમાય? આપણો દેશ કેળવણીમાં ઘણો પછાત છે, તેથી, તેઓના સદ્ગુણોને પુષ્ટી મળતી નથી. ખરાબ સોબતથી તેઓ બાપડીઓ પછી, દેવદેહેરાને નામે, કથાપાઠને નામે બગડે, અને આખરે સાસુસસરાના નામપર પાણી ફેરવે એ શું તેઓને પ્રસન્ન છે? આ વેળા (ગર્ભ રહ્યા પછી) પેલા માબાપ કે સાસુસસરા ઝેરનું પ્યાલું લઇને કેવા વાઘ જેવા ઉભા રેહે છે! અને કેવા ઠપકાથી પેલી અનાથ પણ ગુન્હેગાર અબળાને ઝેરનો કટોરો મોંહડે માંડવા કેહે છે. "રાંડ તે કાળું કરીને હમારા સાતે કૂળનું નામ બોળ્યું; લે હવે તારા કર્યા કર્મ ભોગવ." અરેરે! એ સ્ત્રિએ શા કારણથી તમારા સાતે કુળ ઉપર મેંશ ચોપડી તેનું કંઈ તમને ભાન છે? જે ફીફીબેહેન પેહેલાં ડાહી બેન કેહેવાતી હતી, જે નીચેથી ઉંચું કોઈ દીવશ જોતી નહોતી, તે ફીફીબેહેન આજે કેમ આવાં વીફરી ગયાં, તેનો કાંઈ મારા આર્યબાંધવોને ખ્યાલ છે? ના, ના, ને ના. મારા આર્ય બાંધવો બીલકુલ તે બાબત ઉપર ખ્યાલ કરવાનાજ નહીં. જો તેઓ અગાઉથી વિચાર કરતે તો આવી હાલતે આવતે? પણ આજના આર્ય બાંધવોનો એવો વિચાર મને માલમ પડે છે કે તેઓએ પોતાના નામ ઉપર શાહી ફેરવવી અને સાબુ ચોપડવો નહી. કેવા અને કેટલા બે સમજ એ લોકો છે. તેનો ખ્યાલ

પ્રિય વાંચનાર તનેજ કરવાને સોંપુછઊં. પોતે તેને આખરે ખાટકી કરતાં પણ વધારે નિર્દયતાથી ઝેર દઈ મારી નાંખવા માંગે તો તેમાં કોનો વાંક? પેલા ચીબાવલા, ના લાયક અને બેસમજોએ, કંઈપણ સમજવું જોઇએ. શા માટે તે લોકોએ એવું કહેવું જોઇએ કે "પેલો પોતાની દીકરીને ફરી પરણાવે છે. મૂકો એને ન્યાત બહાર." તમે જાતે મૂર્ખ એટલે બીજાઓને પણ શું કરવા મૂર્ખ બનાવોછો? અને તેઓને તમારી સાંઝની ઓટલે બેશીને વાતોનાં ગપ્પાનાં વિશયો બનાવોછો. શરમ છે તમને મુંજીઓને! જ્યારે તમારી સ્ત્રીથી તમે વીખુટા પડોછો. ત્યારે શા માટે ઘેરેઘેર કુતરા બીલાડાની માફક રવડો છો? જે વીદ્વાનોએ. પુનર્વિવાહના વીશય ઉપર ગ્રંથો લખ્યા છે તે તમે વાંચો કે તમારી આંખો ઉઘડે. તમે નાપાક મુંજીઓ એ બાબતમાં એમજ લઈ બેઠા છો કે બે પાંચડાના દશાજ થાય છે, પણ તેના પચીશ પણ થાય છે. અને પંચાવન પણ થાય છે. તે તરફ તમારૂં ધ્યાન તમે ખેંચતાજ નથી. જે પુરૂશોએ એ બાબત ઉપર મોટા મોટા ગ્રંથો લખીને આપણને તેનો વારશો આપ્યો છે તે માત્ર શેને માટે? સત્યને ફેલાવવાને માટે અને અસત્યને દુર કરવાનેજ માટે. પણ તમો તો એકના બે નથી થતા. વારૂં ચાલવા દો જોઇએ તમારી ઊંઘ ક્યાંસુધી ઉડતી નથી.

ઓ કમબખ્ત કુધારાઓ! ઓ કુચાલ રૂપી રાક્ષસો! ઓ અવિચાર રૂપી શૈતાનો તમારૂં સત્યાનાશ જજો. કારણ કે તમોએ આ મારા રાજેંદ્ર ભર્તખંડને પાયમાલ કરી નાંખ્યો. ને મારા આર્ય બાંધવોને આંધળા બનાવી દીધા! અરે દુષ્ટો! અરે પાપીઓ! તમોએ મારો રાજેંદ્ર ભર્તખંડ બગાડયો, આર્યો બગાડયાં, રાજ્યો બગાડયાં, કુટું-

ઓ બગાડયાં. અને આખરે મારા આર્યને વિચારની બાબ-
તમાં પશુ સરખો બનાવી દીધો ! અરે ક્યારે હિમ્મતવાન,
અને સદવિચારવાળા હીંદુઓ, તમને જ્ઞાનરૂપી હોમ વડે
ભસ્મ કરશે ! ક્યારે તમારૂં કમકમાટ ઉપજાવે એવું નામ,
અને ગાત્ર શીથીળ કરે એવી શકતી, બળી ભસ્મ થઈ
જશે ! અને ક્યારે, મારો રૂડો અને રાજેંદ્ર ભર્તખંડ, એ
પીશાચોથી મૂકત થઈ, પાછો ગજરાજની માફક સુખ અને
સુધારાની લ્હેરેથી ખેલ્લાં ખાશે !

પૂનર વિવાહ કરયાથી હાલમાં, જે તમારાપર, તમારા
કુટુંબ ઉપર, અને તમારા ભર્તખંડ ઉપર, દુઃખનાં વાદ-
ળાં આવી રહેલાં છે, તે ખેદાન મેદાન થઇ જશે. અબળાઓ
તમને અંતઃકરણથી આશીશ દેશે, તમારી કિર્તી વધશે,
અને દુનીયામાં સુધરેલી પ્રજાઓમાંની એક પ્રજામાં તમારો
નંબર આવશે.

મને કેહેવાને ઘણુંજ દુઃખ ઉતપન્ન થાય છે, કે પતી
પત્નીનું સુખ હીંદુઓમાં, આજને સમયે થોડાંજ દંપતી
જાણે છે. સેંકડે પાંચજ કુટુંબોમાં ધણી ધણીઆણી વચ્ચે
ખરી પ્રીતીનો ગાંઠ બંધાયલો તમે જોશો. સેંકડે પાંચજ
સ્ત્રી તેના ધણીને એવી રીતે ચ્હાતી હશે કે તે તેને સારૂ ન
કરે પરમેશ્વર અને ધણીજ ખરાબ આફત આવી પડે તો
ઘરબાર, લક્ષ્મી, સગા વહાલા છોડવાને તતપર થાય. દોલત,
માન, અને દરજ્જો નહીં ગણતાં, ફકત, તેના ધણીને તેની
જાતને માટે ચહાનારતો ભાગ્યે સેંકડે પાંચજ નીકળશે.
બાકીની સઘળી સ્ત્રિઓ જે પ્યારનું ડોળ ઘાલે છે. "મારા
સ્વામી" એમ કેહે છે તે બધું પોલ્રે પોલું. આમાં એ ત-
રૂણીઓનો બીલકુલ વાંક નથી. વાંક છે પેલા કમબખ્ત
બાળલગ્નનો. વીધવાઓ પોતાના ગુજરી ગએલા ભરથારને

મારે કેટલો અને કેવો શોક કરે છે તે મારા આર્ય બાંધવોની આગળ ગરબીમાં મુકૂં છઉં.—

# વિધવા વિલાપ.

ગરબી.

(ઓધવજી સંદેશો કેહેજો શામને—એ રાગ.)

ઓ અવિનાશી ઈશ્વર અર્જ સૂણો તમે,
સુખ ગયું ને દુઃખના પડીયા ડામ જો;
જે દીનથી નાવલીઓ મેહલીને ગયો,
તે દીનથી સઉ સૂનાં દીશે ઠામજો. ઓ૦ ૧
બાળપણામાં સહીયર કેરા સાથમાં,
હસતાં રમતાં કરતી પીયુની વાતજો;
વાર તેહવારે સાસરીયે જ્યારે જતી,
પીયુને દેખી મન થતું રળીયાત જો. ઓ૦ ૨
લગ્ન દીવશમાં બેશી જોડે માંયરે ૧
એક પાત્રમાં ખાધો મેં કંસારજો;
લહાવો પતીનો મારે કર્મે એટલો,
ધીઃક પડયો આ મારો સ્ત્રિ અવતારજો. ઓ૦ ૩
સાસરીયામાં મૂજ સખીને જોઇને,
નીજ પતીશું ભોગવતી ઉપભોગજો;
કાળજડું મારૂં તો ચરરર દાઝતું,
અરે લખ્યો કેમ કર્મ કંથ વીયાગજો. ઓ૦ ૪
ઉદ્યમર અર્થે ગએલા કંથની વાટડી,
જોઇને રાંધ્યાં ષટ૩ રસ ભોજન પાકજો;
પ્રીતથકી પ્યારાનાં પાત્ર૪ પુર્યાં નહીં,

---

૧ માંહેરામાં. ૨ ધંધા રોજગાર માટે. ૩ સ્વાદિષ્ટ ભોજન. ૪ ભાણું

અરે વીધાત્રા આડો વાળ્યો આંકજો. ઓ૦ ૫
અરે કદીયે એ દહાડો ના આવીયો,
હેતે હીંડોળે૧ પીયુને દીધાં પાનજો;૨
મધુરે રાગે રસીયા૩ રાજી નવ કરયા,
નવ રીઝવ્યા ગાઈ ગરબા ગીત ગાનજો. ઓ૦ ૬
અરર ! ઇશ્વિર આથી દુ:ખ અદકું કર્યું,
પ્રાત:૪ સમે જન કોઇ ન જુએ મૂખજો;
જોગ ચોઘડીએ વાટે સામી જો મળું,
અશુભ શુકનનું મન તે આણે દુ:ખજો. ઓ૦ ૭
લગ્ન ક્રીયામાં અળગી૫ અળગી સઉ કરે,
ઘરની૬ તોપણ પરસ્ત્રિથી નાપાકજો;
શયન૭ ન સારૂં, વસ્ત્ર નહારૂં માહરે,
હાય ! મે એવા કોના કીધા વાંકજો. ઓ૦ ૮
કાળ૮ કૃપાળુ હું તો તુજને જાણતે,
સ્વામી બદલે લેતે મારા પ્રાણજો;
હાલ૯ હજીએ બુરામારા શા થશે,
આ દુર્બળ દેહનો શો શો વળશે ઘાણજો. ઓ૦ ૯
અરે જરાએ ઉરમાં દયા ન આણતા,
લેશ માત્ર ન કરતા લોક વિચારજો;
પશુ પંખી પણ નર માદા જોડે રહે,
કેમ ન ત્યારે મનુષ્ય જાત હમ નારજો. ઓ૦૧૦
આમ રવડતાં મરવું સારૂં સોગણું,

---

૧ હીંચકાપર બેશીને હેતથી. ૨ પાન સોપારી. ૩ પોતાનો ધણી. ૪ સહવારના પોહરમાં. ૫ દૂર રહો. ૬ ઘરની છું પણ લગન ક્રિયામાં ભાગ લેવાનો નથી. ૭ મારૂં સુવાનું સારૂં નથી. ૮ મોત. ૯ સ્થિતિ.

શા અર્થના રૂપ, ગુણ ભૂપણ કહજો. ઓ૦૧૯
ધીઃક પડજો જન્મારો રાંડો તે તણો,
ધીઃક ધીઃક તે કુડી ભુંડી નારજો;
નદી તીરથ નહાવાને મ ર મહાલવા,
સ્વામી મૃત્યુ માગે રમવા જારજો.૧ ઓ૦૧૭
ભવ્યર ભર્તખંડ ભૂમી તું મારી ભલી,
ભરત ખંડમાં વસ્તી રામાઉ રૂપજો;
કૃપા કરી કેશવ વી .વા દુ.ખ ટાળશો.
જશ જેનો જગમાં છે અતી અનુપજો. ઓ૦૧૮

ઓ અનાથના નાથ, જગદીશ્વર ! તું તારી પ્રેરણા, હિંદુસ્તાનના રહીશોના મનમાં કર કે, તેઓ પોતાની જાતની કોમળ સ્ત્રિઓને આવા આવા ગાયન ગાવાનો પ્રસંગ નહીં આવે ! તેઓ પોતાની કુચાલ છોડે. તને ભજવા તરફ લલચાય. અને તારા નામનો મહીમા. મનસાવાચા અને ક્રિયા વડે, અનંતકાળસુધી વ ારે. અને આ ગરીબ અબળાઓની અર્જ ધ્યાનમાં લે ઓ અનાથના નાથ આજે તો એઓ અબળા છે પણ કોઈ દહાડો જો મારા આર્ય બાંધવો તેઓની અરજો પોતાના ખસી ગએલા મગજોની અંદર નહીં લાવશે તો તેઓ સબળા થઈને બેસવાની છે, એવી મને ખાસ્તી લાગે છે. માટે ઓ દીનદયાળ સર્વવ્યાપક ઇશ્વર ! તું હમારા ઉપર કૃપાદ્રષ્ટી કરીને હમને એવી પ્રેરણા કર કે, અબળાઓને સબળા થવાનો દીવશ નહીં આવે, અને સર્વે સારાવાના થાય.

આમીન. આમીન. આમીન.



---

૧ વ્યભીચાર કરવા. ૨ રૂડી-સુંદર. ૩ સુંદર સ્ત્રીયો.

## સ્ત્રિ કેળવણી.

સ્ત્રિ! મનહર! મીઠી સ્ત્રિ! પ્રેમનો કુપ, મોહબ્બતની ખાણ, ખરે સ્ત્રિવીના સંસાર સુનો. ફુલવીનાની જેમ વાડી આપણને ખાવા ધાય, તેમજ સ્ત્રિવીના પુરૂશ એકાંત મા! લમ પડે છે. નંગવીનાની વીંટી જેમ ઝાંખી લાગે છે તેમજ પુરૂશની શોભા સ્ત્રિવીનાં ઝાંખી માલમ પડે છે ઘરની અંદર પાળણું છે. પણ તેમાં ઝુલવા પૂત્ર નથી અને તેથી તો જેવું નિર્થક દીશે છે. તેમજ પુરૂશ તેની અર્ધાંગનાવિના. આ દુનિયામાં કંઈપણ ઉપ્યોગી છે. એમ માલમ પડતું નથી. મોટી ધામધુમથી જાન નિકળે અને તેમાં જો વરરાજાનો માફો ઘણોજ દુર રહી ગયો હોય તો જેવી જાન માલમ પડે છે તેમજ સ્ત્રિવીના પુરૂશ માલમ પડે છે. સ્ત્રિનું બળ કેવું અને કેટલું છે! મહાન શુરવીરો જેઓએ પોતાના બાહુબળે કરીને શત્રુઓને ત્રાશ પમાડેલો જેના ડંકારણક્ષેત્રમાં કંપારી છોડાવતા. જેનો શીંહુનાદ સાંભળીને ગર્ભવાળા સ્ત્રિના ગર્ભ તુટી પડતા. જેની એક "હા અથવા ના" ઉપર શેહેરો અને ગામડાના નાશનો આધાર રખાતો. તેવા તોવા સૂભટોએ પોતાના તન, ધન મન અને કિર્તી ઓ સ્ત્રિ-તારા નયનના ચમકારાને, અર્પણ કરી દીધેલાં છે. હે માનુની! તારે માટે ઘરબાર છોડી રાજા રાણાઓ અથવા મોટા લડવૈઆઓએ બ્રહ્મચર્ય લીધું છે. તેઓએ સંસાર સુખનો ત્યાગ કીધો છે! હે પ્રેમદા! તારે માટે યોદ્ધાઓએ રણક્ષેત્રમાં. પોતાનો દેહ પાડયો છે? તારે માટે ફકીરી લે અમીરોએ જંગલ સેવ્યાં છે હે સ્ત્રિ તારે માટે પુરૂશોએ શું શું નથી કીધું? હે સ્ત્રિ! તું તારા સ્ત્રિના રૂપમાં ખરેખર સ્તુત્ય છે!. તારા મૃદુ વચનો વીંણાની માફક મને આનંદ આપે છે! તારં સ્મીતહાસ્ય ઠંડા પવનની લેહેરની માફક શોકાગ્નીને

શીતળ બનાવે છે! અને તારૂં ગાયન એક જાદુઈ મોહીણી ની માફક સાંભળનારને તલ્લીન બનાવી દુનિયાની ફીકર ચિંતાથી છુટો પાડી નાંખે છે! ઓ મોહક સ્ત્રિ! તું મધુર છે! તેં પ્રેમને માટે તાપ ટાઢ ભૂખ અને તરસ વેઠયાં છે. પણ તું તારા પ્રિયતમનો સંગાથ મુકતી નથી! સુખ અને દુઃખમાં તું સરખી રીતે ધૈર્યવાન સદગુણી અને સાચી નીવડી છે! જે કામો બહાદુર યોદ્ધાઓ પણ કરતાં ડરે, તેવા કામો હે સુંદરી! પ્યારને માટે તેં કરવા માથે લીધેલાં છે! તારા પ્રેમે પકીરૂપ અને વૈભવ આમાંનું કંઇપણ નથી જોયું. બસ જોઈ જોઇને પ્રેમજ જોયો છે. સગાં વહાલાં જે રોગ આગળ'ા બીઇને આઘાં નાહશી ગએલાં, ત્યાં પણ તારા પ્રિયતમની આસનાવાસના કરતાં, તું જોવામાં આવેલી છે! અને તેવી વખતે તેં ભૂખ તરસ અને ઉજાગરા વેઠેલાં, તેની તો કંઈજ ગણત્રી નથી. યુદ્ધમાં ઘાયલ થએલા શિપાઇઓને દવાદારૂ કરવામાં પણ તનેજ જોવામાં આવી છે! હે પ્રેમદા! લડાઇમાં ઘાયલ થએલા શિપાઇબિચ્ચાઓને તું કેવો દિલાશો આપે છે! માબાપને ત્યાંનું સુખ છોડીને, ગરીબ પ્રિયતમને તેઓની (માબાપની) મરજી ઉપરાંત સ્વિકારેલો, તેથી મધરાત મધરાતસુધી શાંત મને દીવે શીવતી, ભરતી, દળતી કે કાંતતી જોવામાં પણ તુંજ આવેલી છે! તેં તારાં સાસુ સસરાનાં ટાંણાં ઘણાં સાંભળ્યાં તો પણ, તેં તારા મોડામાંથી એક શબ્દ પણ કહાડયો નથી, તે પણ હે માનુની તુંજ! સ્ત્રિ તું ખરેખરી દેવાંગના છે! સૃષ્ટીનો સઘળો કારભાર અને રચના હે સ્ત્રિ તારા ઉપરજ આધાર રાખે છે! દુનિયાનું સુખ ભોગવવામાં બે રત્નો જરૂરનાં છે. હવે આ રત્ન કેવું હોવું જોઇએ? એને કેળવણીરૂપી ઓપ ચહડાવેલો, સદગુણરૂપી પાસું

શિક્ષણરૂપી પાણી, અને ઈશ્વર ભક્તિરૂપી ઝળકાટ હોવો જોઇએ; આવું હોય ત્યારે તે રત્ન કામનું. આ ગુણો રહીત જે હોય તે કાચના કકડા સમજવા.

પ્યાર.

તેં આ દુનિયામાં શું નથી કીધું. અને શું કરતો નથી? મહાન રાજાઓ, જેના હુકમને શીરપર ચહડાવવાને હજારો શુરવિરો હાજર; જેની ફોજે દુનિયામાં ફતેહના નિશાન ફરકાવવાની થાલી જાય, તે પણ સ્ત્રિની આગળ બકરી જેવા છે. દુનિયામાં તું જેમ એક રાજારાણાના ઘરમાં ચુસ્ત, મજબુત અને બોહોળો માલમ પડે છે, તેમજ ગરીબોની મોહબતમાં તું સાફ અને ચોખ્ખો છે. પૈસાની અદેખાઈ અને લોભનો ઓળો આ ઠેકાણે પડયો નથી. જેમ તું મોટી વસ્તીવાળા શેહેરોમાં, અને કસ્બાઓમાં, માલમ પડે છે તેમજ અટળ રાનમાં પણ તું દેખાવ દેછે. તું પર્વતો ઉપર પણ આવી રેહેલો છે, તેમજ મેદાનોમાં પણ તારાથી લીલાલેહેર થઈ ગઈ છે. કાં દીવાનખાનું કે કાં તુરંગ, કાં બાગ કે કાં ગુફા, કાં સુંદર અગાશીઓ કે કાં વહાણનું તુતક, સઘળી જગ્યાએ આ દુનિયા ઉપર હે પ્યાર! તેં ભીન ભીન સ્વરૂપે વાસો કીધેલો છે. સ્ત્રિનામાં જ્યારે આવો ઉત્તમ ગુણ સમાએલો છે, તે જ્યારે ઘરનું ભૂશણ છે, અને જનમંડળની શોભા છે ત્યારે તેને શા સારૂં અજ્ઞાન રાખવી? શા સારૂ તેના પ્રિતીના રોપાને છેદીને તેનાં અંતઃકરણને શુષ્ક બનાવી નાંખવું? એને કેળવણી આપેથી મરદે પોતાની સલાહ આપનાર તરીકે ઠેરવવી જોઇએ. એને નિતીનો માર્ગ બતાવી મરદે પોતાનો હમેશનો મિત્ર ગણવી જોઇએ, કારણ કે જો કે સ્ત્રિ અબળા છે,

તો પણ વખત આવે ત્યારે તે એવી સબળા થઈ જાય છે કે, કંઈજ કેહેવાની વાત નહીં. એકવાર એનો કીનો જાગૃત થયો તો પછી, જીવ કયાં નથી જતો તો પણ, એ પોતાનું વેર વાળ્યાવીના નહીંજ રેહેવાની. અફસોસ છે કે આવા સુંદર ગુલાબને કાંટા છે. લોભથી, કિનાથી, મોહબતની અદેખાઇથી. જુલમ ગુજરવાથી કે કોઇવેળા તેના અમૂલ્ય શીયળનો ભંગ થવાને લીધે આ નાજુક અબળાએ એવા દેહેશત ભરેલાં કામો કીધાં છે કે, તે વર્ણવતાં કમકમાટ છુટે. રાજાઓને પાયમાલ કરી નાંખ્યા છે; મૂલકો બેદાનમેદાન કરી નાંખ્યા છે; અને ટુંકામાં કલહ અને કકળાંણના મેદાનોમાં સ્ત્રિ ખરેખર પક્ષણી થઈ પડેલી છે.

દુનિયાના ઇતિહાશના સફા ઉપર સ્ત્રિએ દુરઘટકાર્યોના જે જે ઉપાયો લીધેલા છે તે જો આપણે તપાશી જોઇશું તો. માલમ પડશે કે તે ઉપાયો તેને આખર તારીખે લેવાં પડેલાં. જ્યારે કોઈપણ બારૂં તેને નથી રહ્યું. જ્યારે જીંદગી, આબરૂ, અને સૂખ એ સઘળું એકજ વાત ઉપર આવી પડયું ત્યારેજ, તેણે અઘટીત કામ યોજેલું, અને પોતાનું સબળાપણું પુરૂશોને બતાવેલું. બાકી બકરી ને સ્ત્રિ બરોબર છે.

વળી આપણે જો કેટલાએક પુસ્તકોનાં પાનાં ઉથલાવીને જોઇશું તો તેમાં એવા દાખલાઓ થોડા નહીં માલમ પડશે કે જેમાં સ્ત્રિઓએ પોતાનો ધર્મ અછીરીતે નહીં બજાવ્યો હોય. જેણે સંકટના વખતમાં પુરૂશને રૂડી, અને આબાદ સલાહ આપી નહીં હોય અને જેમાં પુરૂશનાં ઉપાયો ખુટી જવાથી એણે પોતે હિમ્મત અને સદ્‌વિચારથી આગળ પડીને મૂશ્કેલીના વાદળને દૂર ન કીધું હોય.



## સ્ત્રિની હિમ્મત આગળ પણ હદ:

આપણે શું જોન ઑફ આર્ક— ચાંદબીબી-રઝીઆ બેગમથી અંજાણ છિએ ? આજના હિંદુ તનુજોમાં અને વિશેશે કરીને ગુજરાતીમાં એવાંતો ઘોડાજ નીકળશે કે જે. લડાઇનું નામ સાંભળીને કાંપવાના નહીં આમ થાયછે તેનું શું કારણ? બાળલગ્ન; કસોટી નહીં તેથી; અને બાવાબાઈ સરખા ઘરમાં ભરાઈ રહે તેથી, હિમ્મતને ક્યાંથી આવે ? લડાઈમાં ઝીંપલાવવું, દુશ્મનોની સામાં ધસવું, શત્રુના તિવ્ર ઘા ખમવા એ હિમ્મતવાનનાં કામ છે-કાયરથી એમાનું કશું પણ થતું નથી. જોન ઑફ આર્ક, યુદ્ધમાં ખડી થઈ તે વેળા, તેના મનમાં શું તેનું ઘર. ખેતર, ગાય ઢોર. ખાવું પીવું, કંઈજ યાદ નહીં આવેલું ? ચાંદબીબી અને રઝીઆ બેગમ, એ બંને જણીઓ દુશ્મનોની સામે ઉભી રહી ત્યારે, શું તેઓને મખમલની ગાદી, સ્વાદીષ્ઠ ભોજનો, રંગરાગ અને રાજ્ય સુખ નહીં સાંભળેલું? સાંભળેલું પણ તે કેવી રીતે કે

પુર્ણિમાના ચંદ્ર ઉપર જેમ. એક નાનું વાદળું ફરી જાય છે તેમજ. હિમ્મતનીતો સ્ત્રિમાં ખોટજ નથી. અને એ ઉપરથી તે આપણી કેવી સોબતને અને કેવા ભરોસાને લાયક છે, તે સમજાઇ આવશે.

સ્ત્રિ વિદ્યાને બળે કેવી થઈ શકે છે, તેનો દાખલો આપણે દુર ન જતાં આપણી કિર્તિવાન. અને દયાળુ. માતુશ્રી મહારાણી વીકટોરીઆ ઉપરથી લઇએ. કેવી દીર્ઘ દ્રષ્ટી, ચાતુર્ય. અને સમય સૂચકતાથી એ પોતાનું મોટું રાજ્ય ચલાવે છે! અમીરો, સૂબાઓ, હાકેમો. અને અમલદારો કેવો એનો હુકમ માને છે! ખરેખર એ રાણી

મારી વર્ગનું ભૂશણુ છે. આના જેવો દાખલો મારા દેસી બાંધવોને બીજો મળવો કઠીણુ છે; અને એ ઉપરથી સાફ માલમ પડે છે કે, સ્ત્રિ દર એક કામને માટે શક્તિવાન છે. એમ નહીં સમજવું કે, ગુલામની પેઠે દળી ખાંડી ધણીની જુલમાત ભરેલી તાબેદારીમાંજ રેહેવાને ઈશ્વરે તેને નિર્માણ્યું કીધી છે.

સ્ત્રિમાં જ્યારે આવા આવા ઉતમ ગુણો છે. તે અને પ્રમાણે મરદની ખરેખરી સાથી થઈ શકે એવી છે. તે આમ દુઃખના પડદાને, પોતાની ખામોશી, બુદ્ધિ, અને આગ્રહથી તોડી પાડે છે ત્યારે. વહાલા હિંદુઓ તમો તેને અજાણ કેમ રાખો છો? આપણી શાણી બ્રિટીશ સરકારે દર એક જીલ્લામાં છોડીઓને ભણવાને માટે નિશાળો કહાડી છે ત્યારે, તમને તમારી છોડીઓને ત્યાં મોકલતાં થાયછે શું? જો તમને નિશાળે મોકલવાનું પ્રસન્ન નહીં હોય તો, શા માટે તમે ઘેર શિખવતા નથી! તમે પોતેતો ભણી ગણીને ડાહ્યાભાઈ કેહેવાવો છો. મોટાં મોટાં ભાશણો આપો છો. મોટા મોટા ગ્રંથો લખોછો, સ્વદેશને સૂધારવાને માટે તરફડીયાં મારો છો, અને તમારી બૈરી તમને કહેછે કે, જોડાનો ખરી શી રીતે સુધારો કરેછે. તમે ઢોંગીઓની સાથે વાત પણ કરવા ઇચ્છતા નથી, અને પેલાં તમારાં બૈરાંઓતો તેને ઈશ્વરની માફક પુજે છે. તમે જેવાં મોટાં મોટાં ભાશણો આપોછો તેવાં, તે લોકો કોઈ મરી ગયું હોય ત્યારે, મોટા મોટા અને તીણા સ્વરે રાજવીઓ ગાય છે. તમે મોટી મોટી જાહેર સભાઓમાં જાઓ ત્યારે તે આશકને ત્યાં જાય. તમારી ને તેની રીતભાત તદન જુદીજ છે. ત્યારે તમે તેને સૂધારવાની કેમ કોશેશ કરતા નથી? કદાચ તમે મને આનો જવાબ એમજ આપશો કે

ત્રિ ભણે તો બગડે; વ્યભિચાર કરે, આશકને ચીઠીઓ લખે. પણ એ બધું કેવું ભૂલ ભરેલું છે. આજે તેઓ અભણ છે ત્યારે શું તેઓની કુચાલ વીશેની વાતો તમે નથી સાંભળતા ? શું તમે ફલાણી ફલાણા સાથે પકડાઈ એવા શબ્દો નથી સાંભળતા ? શું 'એતો મુસલમાન સાથે વટલી ગઈ' 'એતો નહાશી ગઈ' એવા અવાજો તમારે કાને નથી આવતા ? જો આવેછે એમ કહોછો ત્યારે એમ શા માટે કહોછો કે 'ભણે તો બગડે.' ખરૂમાં તેઓ અભણ છે, હિંદુ ધર્મની વ્હેમી જાળોમાં સપડાઈ છે, કજીઆ કુથળી વીના તેને બીજું કંઇ કામજ નથી અને ધર્મને બહાને કથા મંદીરમાં જવા આવવાની છુટછે, એટલે તેઓનું મન કેમ ન વીફરે ?

"રાતલડી કોની સંગે જાગ્યા" એ વચનો કોઈ સુંદર કથા ભટને મોહડેથી નરધા સારંગી સાથે સાંભળે ત્યારે, એનો મદ કેમ ન ઉછળે ? મૂળમાં અજ્ઞાન એટલે ખરૂં ખોટું તો પારખેજ શેની. "કાનુડાની લેહ" અરે ના ! કલાનુડાની ઈસ્કબાજીનીજ લેહ લઇને ઘેર આવે. ઘરમાંતો જાણે-છોજ. ધંટી કે સાંબેલું ને તે નહીં તો ધણીની સોટી તૈયાર હોયજ. ત્યારે પેલાં ખરાબ વચનો સાંભળેલાં ને તેમાં ઘરની મજુરી ને માર પછી ઉમેરાય ત્યારે, પછી બાકી શું રહે ? તે છકી જાય અને ધણીપરતો પ્રીતી નહીં એટલે બહારના છેલબટાઉઓ સાથે હોળી ખેલતી ફરે,

વળી સહીયરો એના જેવીજ અભણ, એટલે વાતચીત કરવાનો કંઈ સારો વિશય ન મળેથી, મજાક મશ્કરીપર અને કુથળી ઉપર ઉતરી પડે. તે પણ જ્યારે ખુટી પડે ત્યારે, પોતપોતાના સુખ દુઃખ ઉપર આવી પડે. હવે હીંદુઓની ધણીખરી સ્ત્રી તેને સાસરે તેનાં સાસુ ન-

બંદના જાપતા હેઠળ કેવું અને કેટલું સુખ ભોગવે છે, તેના ખરો ચિતાર રા. મહીપતરામ રૂપરામ સી. આઈ. એ પોતાની 'સાસુ વહુની લડાઈ' નામના પુસ્તકમાં આબેહુબ આપ્યો છે. તે જોવાથી ધ્યાનમાં આવશે. હવે જ્યારે આ જુવાન બૈરીઓનું સુખનું ત્રાજવું ઊંચુ જતું. અને દુ:ખનું નિચું બેસતું માલમ પડે છે ત્યારે. તેઓ માહોમાંહે એક બીજાનું દુ:ખ નિવારણ કરી સુખની પ્રાપ્તી ઈચ્છે છે. પણ તેઓ શું ફતેહમંદ થાય છે? કંઈજ નહીં પણ હાલ તેઓ પોતાના દુ:ખમાં વધારો કરી બેશે છે. કારણ કે અણસમજુ બૈરી. તેની અણસમજુ સાહીયરોના શિખવવાથી ઘણીવાર ઘરમાં ભાંગફોડ કરે છે લડાઈ ઉઠાવે છે રાંધ્યાં ધાન પડતાં રાખે છે, કે પીયર નાશી જાય છે: આથી શું ફળ નિપજે છે? ધણીને પ્રથમથીજ અકારીતો હોય, ને તેમાં આવા ભંડવેડા કરે એટલે તેની પૂરી કમબખ્તી. ધણી તેને બોલાવતો ચલાવતો નથી. સાસુ નણંદ માબાપ. અને પાડપડોશી તેને કુતરા બિલાડાની માફક હાડછેડ હાડછેડ કરે છે. તેને ઘરમાં જાણે ખાવા જાય છે. અને આ પ્રમાણે તેનો ફીટકાર થઈ રહે છે. આવા સમયમાં જો કોઈ સદગુરૂ તેને મળે છે તો. તે નિતીની વાડ કુદવાને જરાએ અચકાતી નથી. અને આખરે કુતરા બિલાડાની માફક ઘેર ઘેર ભટકે છે. વળી મંદીરોના પેલા શ્રિલંપટજી, અને નિતી ખંડનજી મહારાજો શું કરે છે? કેવો બોધ આપે છે? કેવા પાપીઓને તારે છે? તેઓ આ બિચારી અભણ સ્રિના વેરી છે. તેનો શું પણ તેની સાથે વળી તેના શેવકો સુદ્ધાં! અહા! અફસોસ. દસ હજાર વખત અફસોસ! મહારાજોની બાબતમાં જે એક અમૂલ્ય વારસો મરહુમ મી. કરશનદાસ મુળજી મુકી ગયા છે, તે સઘળાના જાણ્યામાં છે. "મહારાજ લાઈબલ કેસ."

અભણ સ્ત્રિ ધણીખરી કાચા કાનની હોય છે. તેના ધણીને માટે કોઈ કંઈ આડું અવળું જોડીને કહેતો તે તરત માન્ય કરે છે અને પછી ઘરમાં ગમે તે બહાનું કહાડીને સજ્જડ લડાઈ ઉઠાવે છે: પણ એટલો વિચાર નથી કરતી કે સામા માણસે જે કંઈ કહ્યું છે. તે કંઈ પણ તેની મતલબ પૂરી પાડવાનેજ માટે અભણ સ્ત્રી પોતે ફુઅડ હોય છે, ને તે પોતાનાં છોકરાંને પણ તેવાંજ રાખે છે. ખાવા પીવાનું- સૂવા બેસવાનું. ઓઢવા પેહેરવાનું જે અવશ્ય કરીને રાખ્યું જોઈએ ન તે રાખતી નથી. આથી કરીને તેના ઘરમાંથી આરોગ્યતા પલાયણ કરી જાય છે. અને વૈદનું પગલું ઘરમાંથી ખસતુંજ નથી.

ઉપર આપણે કહી ગયા છીએ કે હીંદુઓમાં ઘણાંએક કુટુંબોમાં ધણી ધણીઆણી પ્રિતિના નીકટ ગાંઠથી બંધાયાં હશે; અને તેઓ પોતાના દહાડા સંપૂર્ણ સુખમાં કહાડતા હશે: બાળપણમાં પરણવાને લીધે. તેઓ આ વખતે ઘણા દુ:ખી થાય છે. હમણાં તેઓ એક બીજાની ચાલ અને સ્વભાવથી જાણીતાં થાય છે. પછી જ્યારે તે ગમતાં નથી આવતાં ત્યારે દુ:ખી થાવજ એમાં કંઈજ શક નથી. ધણીને સ્ત્રિનું મોહડું ન ગમે ગાંખ્યું ન ગમે, અને તેની સાથે વળી સ્ત્રિનું આપેલું પાણી પણ ન ગમે. તે તેનાથી જુદોજ બની જાય છે. આ પ્રમાણે રાત ને દહાડો ચાલ્યા જાય છે, ને કુટુંબમાંથી શાંતી જતી રેહે છે. આ અણબનાવને દુર કરવાને, પેલી સ્ત્રિ પછી કોઈ સદગુરની શીખવણીથી ચીઠ્ઠી દોરા કરાવવા લાગજ માંડે છે. પણ તેથી શું થાય ? જોશી કે વૈદ, જુવા કે જતી. તેના પૈસા ખાઈ જાય છે. કોઈ કોઈ વેળા તેના પતીવ્રતાપણાનો પણ ભંગ કરે છે. તે છતાં

રનુ પણી વશ થતો નથી. આથી પેલી સ્ત્રિ ઘણીજ કચવાઈ
-ને પેલા ઢોંગી ચીઠ્ઠીદોરા કરનારા પૈસા માગે છે, પણ
-ટલા બધા પૈસા એની પાસે ક્યાંથી ? માબાપ જો એ
વાત જાણે તો ગુસ્સે થાય માટે માબાપ પાસે તો પૈસા
નહીંજ મગાય. સાસુ સસરા તે વળી એવા કામમાં પૈસા
આપે ? નહીંજ આપે. કોઈ બિચારી ભોળી સાસુ કદાચ
પોતાનાં છોકરાંવહુ વચ્ચે સમાધાન થએલું જોવાના ઇ-
રાદાથી, અને છોકરૂં આવે તો ઘરનું બારણું ઉઘાડું રહે,
એવી આશાએ, કોઈ વખત આવા કામમાં અજ્ઞાનપણે
મદદ કરે છે પણ ઘણુંખરું તો પેલી સ્ત્રિને ચિઠ્ઠીદોરાના
કામની સઘળી વ્યથા જાતેજ સહેવી પડે છે. જો કોઈવાર
પેલા ધુતારાઓની માંગણી પ્રમાણે પૈસા વખતસર નથી
આવી મળતા તો પેલી સ્ત્રી ઘણોજ સંહેલો. પણ કુડો ઉ-
પાય કરે છે. તે પોતાનું કોઈપણ ઘરેણું પેલા ધુતારાઓને
આપે છે ને ઘેર આગળ એવી ગપ ઠોકે છે કે, "ખીલીની
ફગી ગઈને પડી ગયું .મંદીરમાં લોકોની ભીડમાં કોઈએ
કહાડી લીધું" અથવા તો ઘરમાં છાનીછપની ચોરી કરેછે
ને, પેલા ધુતારાઓનો ખોબો ભરે છે. આથી વળીપાછી
ઘરમાં ધમાચકડી ચાલે છે રાંધ્યાં ધાન પડ્યાં રહે છે, ને
પેલી સ્ત્રિ કુવો તાપી કરવા તતપર થાય છે. આવી મુશ્કે-
લીમાં પેલા ધણી ધણીઆણીની દહાડા જાય છે, પેલા ધ-
ણીનું રોજગાર ધંધા ઉપર ચિંત લાગતુ નથી; તેનાથી
હુંશથી દુનયામાં હરાતુ ફરાતુ નથી. દસ્તદાર બાંધવ-
ઘાને ઘેર લગ્ન દકમાં પણ [illegible] નથી. આણીગમ
પેલી સ્ત્રિ પણ વખત આવે [illegible] છે [illegible] રૂ-
પિયા ખરચ્યા તો [illegible] કંઈપણ [illegible]
નહીં. કહેવત છે કે "લેને ગઈ પૂત, ખોઈ [illegible] ખસ

મ" તેવી વાત થાય છે. કોઈ કોઈવાર એ મૂર્ખસ્ત્રિઓ તેઓના ધણીના પાણી પીવાના લોટા ખોટીને આપે છે, તેના ભાણામાં મલિન વસ્તુઓ નાંખે છે, એવા ઇરાદાથી કે તેનો ધણી તેને વશ થાય. અરેરે! કેટલીકવાર જ્યારે સ્ત્રિના આ ખરાબ કરતુકોથી, ધણી જાણીતો થાય છે ત્યારે, વશ થવાને બદલે કવશ થઇને ગધામાર મારતો મારતો, પેલી સ્ત્રિને તેને પીએર પોંહચાડી આવે છે: અને પછી તેની જીંદગીમાં તેમે કોઈવાર પણ ઉમરે બારણા ઉપર) ચઢાવતો નથી આ શું? આ કેવી મુશીબત! કેવી ખરાબી! આ ચિતારમાં કંઈ અતિશયોક્તિ નથી. શાણા વાંચનાર! જો તમે નિશપક્ષપાત રીતે આ વાતને ધ્યાનમાં લેશો તો, માલમ પડશે કે હિંદુઓમાં ઘણે ઠેકાણે આ પ્રમાણે ચિઠ્ઠી-દોરા ચાલે છે; અને અભણ હિંદુસ્ત્રિઓ ધુતારાને હાથે પૈસે ટકે હેરાન થાય છે. આ બધા દુ:ખનું શું નીવારણ ન થઈ શકે? શું એને માટે કંઈજ ઉપાયો નથી? શું તેઓ ભણવાની ના કહે છે? નાના તેઓનો એમજ માત્ર કેહે છે કે હમને કોણે ભણાવ્યા અને હમે અભણ રહ્યાં? એમાં હમારો શું વાંક છે? હા હમે ક્યાં. ના કહીએ છીએ કે હમે વ્હેમી નથી. પણ એ બધાનું મૂળ કારણ કોણ છે? ફક્ત તમો મરદજ તે લોકો એમજ કેહે છે કે હમારી આગળ કોણે ડાહી શીખામણની ચોપડીઓ વાંચી, અને તેમાંથી હમે સાર ગ્રહણ નહીં કીધો? કદી હમે મરદો-એ હમને અગીયાર વરશની ઉમ્મરે ઓરડામાં ઘાલી છે તો હમોએ તેમાં પણ આનાકાની કીધી નથી. વારુ બોલો પછી ભણવાની આશા કે જણવાની આશા? તમે બાળ-પણામાં હમને પરણોછો અને બાળપણે ઘર માંડો. હવે હ-મને અબળાને શા માટે તમે ભાંડોછો? હા! આ કેવો અ-બળાનો ઉત્તર છે. શું એમાં એણે એક પણ વાત ખોટી કહી છે? મારા આર્ય બાંધવો એમાં વાંક તો તમારોજ છે.

મને તો આ ઉત્તર વાજબીજ લાગે છે. અહા! આ ઉત્તરે આપણને કેવા ઝાંખા પાડી નાંખ્યા! શું તમે એનો ઉત્તર કંઇપણ આપી શકવાના છો? એને માટે ઉપાયો તો ઘણા છે, પણ હીંદુઓ કોનું કહ્યું માને છે? તેઓએતો હબશી મુંઠ પકડી તે પકડીજ. પોતાના બાળકોને સારી કેળવણી આપે, બાળલગ્ન એકદમ બંધ કરે. સ્ત્રી પુરૂશને પોતપો-તાની મરજીમાં આવે તે પ્રમાણે લગ્ન કરવાની છુટ આપે તો, પછી આમાંનું કશું પણ દુઃખ છે? કોઈ કેહેશે કે યુવાન સ્ત્રિ પુરૂશોને એક બીજાની પસંદગી કરવા માટે એકઠાં રાખવાં એ સારૂં નહીં. તો, તેના જવાબમાં મારે એટલુંજ કેહેવું બસ છે કે જો સ્ત્રિ પુરૂશોને બાળપણામાં સારી કે-ળવણી મળશે, ને સદાચરણ શિખશે તો, તેઓ હમેશાં ખરાબ કામ કરવાને ઇશ્વરથી ડરશે. વળી જે લોકમાં મોટ-પણે લગ્ન કરવાનો ચાલ છે, તે લોકોની સ્ત્રિનાં નિતીનાં ત્રાજવાં કરતાં આપણી હિંદુ સ્ત્રિઓનું નિતીનું ત્રાજવું ઓ-છું માલમ પડશે. અર્થાત આપણા સ્ત્રિ પુરૂશોને એકબી-જાના સ્વભાવ અને ગુણદોશ જોવાને પ્રસંગ ન આવ્યાથી આપણા દેશની સ્ત્રિઓની નિતીમાં કંઈજપણ વધારો થયો નથી. અને થવાનો નથી; ઉલટો ઘટાડો થયો છે, માટે આપણો ભર્તખંડ નિતીમાં ચડે એમ જો કરવું હોય તો, સ્ત્રિ પુરૂશોને ઇચ્છાવર લગ્ન કરવા દેવાં. અને હું ખાત્રીથી કહુંછઊં કે એમ કરવાથી ભર્તખંડમાં જે અનિતીના ખોડાનો પ્રવાશ થયો છે. તે ખારે પાણીએ મટી જશે.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે અજ્ઞાન સ્ત્રિઓ ધુતારાઓની માંગણી પ્રમાણે પૈસા વિગેરે આપીને, તેનું મન મનાવી કામ કહાડાવી લેવા લલચાએ છે ત્યારે. ઘરેણાંઆંહાની પણ તેઓ દરકાર કરતી નથી; એટલે તે સુદ્ધાં તેઓને કહાડી આપવાને તૈયાર થાય છે. જો કોઈવાર પાંચ છ સ્ત્રિઓ ઓટલે બેઠી બેઠી કામ કરતી હોય કે ગપાટા ચલાવતી હોય.

ને જોવામાં કોઈ ભોગળભટીઓ, કે તેલીઓરાજા આવે છે તો. તે વેળાએ એક નાનો સરખો ફારસજ થઈ રહે છે. પેલો ભોગળભટીઓ કે તેલીઓરાજા ગામેગામ રખડેલો, અને તેથી હિંદુસ્ત્રિઓની મૂર્ખાઈથી વાકેફ થએલો, અને ઘણીવાર તેઓને છેતરીને, પોતે પૈસા ગજવામાં મેલેલા માટે, જ્યારે પેલો ઠગ આવા એકાદ ટોળામાં આવે છે, એટલે તરતજ પેલી એકઠી થએલી સ્ત્રિઓની બડાઈનાં વચનો મોંમાંથી કહાડવા શરૂ કરે છે. એકને કહે "બાઈ, તારા કરમમાં બોહુસરા માતાની કીરપાથી હીરા જેવા બે દીચરા છે: પણ રાહુ તારા સ્વામિના સુખ ભોવનપર આવીને બેઠો છે, તેથી તને દીચરા તેવા થતા નથી." બીજીને કહે "બેન, તારૂં નશીબ પણ જાગતું જોત સે; જો તને સનેસરની પીડા નહીં નડતી હોત તો, તું તારા ઘરના પેટારાની કુંસીઓ લટકાવીને ફરતે." પછી ત્રીજી તરફ જોઈને તે ભવિષ્યવાદી બોલે છે "અરે! બા, તમને શી વાત કહું! તનેતો ખરેખર મગળ નડયો. નહીંતર, આજે સવાબસેર સોનું તું તારી કોટમાં નાંખીને ફરતે. અને તારી સહીયરો તારી અદેખાઈ કર્યાવગર રેહેતેજ નહીં!" પેલી ભોળી સ્ત્રિઓ જ્યારે આ પ્રમાણેનાં વચનો સાંભળે છે ત્યારે, તેઓના અજ્ઞાન અંતઃકરણપર તેની ભારે અસર થાય છે, અને લોભમાં લપટાઇને તે ગરીબ અબળાઓ પેલા ધુતારાને ઘરમાં (એવા ઈરાદાથી કે કોઈ બીજો માણસ દેખે નહીં) તેડી જાય છે. હા! ભાગ્યનો ઉદય કરવાની ગોઠડી ઘરમાંજ થાય તો ઠીક! કારણ કે બારણે તો કોઇપણ જતો આવતો ડાહયો માણુસ તેઓને ઠપકો આપ્યાવગર રેહેજ નહીં.

જ્યારે પેલો ધુતારો પડશાળમાં કે માળ ઉપર જાય છે, અને રાંડીયા વાળા શિવાય કોઈ પણ પુખ્ત ઉમરના મરદને તે ઠેકાણે તે દેખતો નથી ત્યારે, તે ભવિષ્ય કેહેવામાં, બાળકનું ફળ આપવામાં, વશીકરણ કરવામાં પો-

નાની પાસે કેટલી જડી બુટ્ટીઓ અને હોંશીઆરી છે તે, પેલી સ્ત્રિયો આગળ ખુબ ડંફાસથી હાંકે છે. "તમારા પરામાં છગનગવરી કરીને એક ખાનદાન ઘરની અબળા હતી. એ બિચારીને નહીં ધણીનું સુખ કે નહીં સાસુ સસરાનું. ઈષ્ટદેવની કીરપાથી, હું ત્યાં જઈ ચડયો. પેલી બિચારીએ બધી વાત મારા મોં આગળ માંડીને કહી. તે બાપડીનું દુ:ખ સાંભળીને મનેતો દયા આવી. મેં તેને દિલાસો આપી કહ્યું. "જો બેન આ કાંઇ નાનુંસુનું કામ નથી, ભાયડો વશ્ય કરવોસે. તેથી ધીમી પડ તારૂં કામ થવાને તને રૂપીઆ પચી-શ ખરચવા પડશે. હેં. તું જો રાજી હોઊ તો હું તને એક એવું રામબાણ જંતર લખી આલુ કે તારો ધણી દેખેદેખે ને તનેજ દેખે." બાઇઓ, શું કહું તેની હિમ્મતને ! ભલું તેનું થવાનું એટલે ભેરવનાથેજ તેને બુદ્ધિ આપી. તરતજ તેણે પોતાનું દાણીયું ઉતારી મને આપ્યું અને પછી મેં તેને જંતર લખી આલ્યો, ને બીજા દોરા ચિઠ્ઠીઓ કરી આલ્યા. હોણુસાલ પાછો જયારે હું તેણી તરફ ગયો ત્યારે, બિચારી છગનગવરીતો મારે સારૂં ગાંડી ગાંડી થઇ ગઈ. ઘરમાં જોઊંસઊંતો એનુંજ ચલણ ! ધણીનો બિચારો ગરીબ ગાય બની ગએલો. મે તેને ઘેર લાડુ બનાવ્યા. એટલુંજ નહીં પણ, એ દિવશે હું છગનગવરીને ઘેર પરોણો રહયો. અરે બેનો ! શું કહું વાત ! રાત્રે છગનના કેહેવાથી તેનો ધણી મારા પગ ચાંપવા આવ્યો. જુવો ત્યારે બાઇઓ ! છગનગવરીએ દાણીયું આપ્યું તે અમથું આપ્યું હશે ? આવું જોર મારા જંતરમાં સે. હું સહવારમાં જ્યારે મારે ઘેર જવા નિકળ્યો ત્યારે, છગનગવરીએ મારા હાથમાં દશ રૂપીઆ મૂક્યા અને મને બિદાય કીધો. તમો બધીઓ એમ નહીં સમજશો કે હમે બારણે બારણે ભીખ માગવા નિકળીએ છઇએ તેથી, હમારી પાસે કંઈ સાધના નથી. હમે ઘેર ઘેર ભીક્ષા માગવા

ફરીએ ફરીએ તે એટલા સારૂં કે. તમારા જેવી કોઇ સારા ઘરની સ્ત્રિઓ દુઃખી હોય તો, તેનું કામ સાનુંસપનું હમો કરી આપીએ. વારૂં કોઇનું પણ દુઃખ નિવારણ થાય તો, પરમેશ્વર રાજી થાય. હમો જાણીએ સઇએ કે ધણી. બાપ. બાઈ. વીગેરેના જાપતાને લીધે. તમારાથી બહારતો કાંઈ જવાય નહીં. વારૂ, ઠીક થયું કે તમારા જેવાં રૂડા જજ-માનનું કામ કરવાનો મને વખત આવ્યો. આજ ધનના બ્રહસ્પતી."

આ પ્રમાણે કોઇને છોકરાં આપવાની, કોઈનું ઘર મંડાવી આપવાની. કોઇને ગર્ભ રહ્યાની જુઠી જોડી કહાડેલી વાતો કહી ભટજી, અથવા તેલીયા રાજા, પેલી મૂર્ખ સ્ત્રિ-ઓને લલચાવે છે. પછી તે કોઇને જુઠી બાધા આપે છે. કોઇને ચિટ્ટીમાં અગડમ બગડમ લખી આપીને તે ઘોળીને પીઇ જવા કેહેછે. કોઇને દોરો કરી આપી, તેને ધુપ દઇ ધણીના સુવાના ખાટલાના પાયા સાથે તે બાંધવા કેહે છે. વળી કોઈ સ્ત્રિને લીંબુ. કોઇને ચોખા મંત્રી આપે છે. ને કોઇને જપ કરાવવા કેહે છે. આમ ઘણાએક પ્રપંચથી તે ધુતારો આવા મૂર્ખ મંડળને છળીને, પૈસા, અનાજ વિગરે ઘણુંએ લઈ જાએ છે હે સ્ત્રિઓ ! તમે તમારા દોરા ચિ-ટ્ટીઓ, લીંબુઓ, અને ચોખાને ઉકરડે નાંખો, જપના જે પૈસા આપ્યા તેનું પાણી મૂકો. અને જો બનેતો પેલા ધુતા-રાને નામે લાંબો છેડો વાળો કે. તમારો રોશ ઉતરે. હવે એ ધુતારો તમને કોઈ દીવશ મોહડું બતાવવાનો નથી. એમ કરતાં જો કોઈ દહાડો ઓચીંતો મળશે તો તે તમને ઓળખવાનોજ નહીં; અને તરેહ તરેહની જુઠી વાતો કહી પલાયન કરી જવાનો. " બાઈ તમે જાણોછો કે છોકરાં આ-પવા વિગેરે ઇશ્વરના હાથમાં છે. હમારા હાથમાં હોત તો વળી હમે તમારા જેવા પાસે ભીક્ષા માંગવા શું કરવા ગ-લીએ ગલીએ રખડત." આવું કહીને તેનું નાપાક મોઢું તે સંતાડે છે.

આપણે જરા વિચાર કરવો જોઇએ કે જે સખસ પોતાનું ભલું કરવા સમર્થ નથી તે. પારકાનું શું ભલું કરી શકવાનો ? જેને પોતાના પેટને અર્થે દેશવટો લેવો પડે છે તે, બીજા માણસને કેમ લક્ષ્મિવાન કરવાનો ? જે પોતાના કુટુંબમાંથી કજીઆ કંકાસ દુર કરી નથી શકતો, તેનાથી બીજાના ઘર તે કેવી રીતે મંડાવાય ? પોતે વાંઝીયો છે. અને બીજાને બાળકનું ફળ આપવાનો તેમાં ઇલમ છે, એ કેવું ગાંડપણ છે ! બિચારા ખેડુતો આઠ મહીના તાપ તડકો વેઠીને પાંચ પૈસા પેદા કરે છે ને જેમ ચોમાસામાં ઘેર બેશીને ખાએ છે તેમ, આ ધુતારાઓ આઠ મહીના પૈસા પેદા કરે છે; અને પછી ચોમાસામાં પોતાના કુટુંબમાં જઇ રહે છે. આ તેઓની એક જાતની સફર છે. એ લોકોથી જેમ દુર રહેવાય તેમ વધારે સારૂં છે.

કોઇ પણ ગામ કે શેહેરની ધર્મશાળામાં, અથવા સાધુના અખાડામાં, જ્યાં આવા ભોગળ ભટીઆઓ ઉતારો કરે છે ત્યાં સૂર્ય આથમતી વેળાએ જો આપણે જઇએ, અને તે ભટજીઓની શેહેરની ફેરી વિશે તેઓમાં થતી વાતચિત વાળુપાણી થયા પછી જે તેઓમાં ચાલે છે તે જો આપણે સાંભળીએ તો ખરે ખર, આપણા મનમાં એવા લડીંગાઓ વિશે ધિક્કાર આવ્યા વગર રેહેશેજ નહીં. "અલ્યા રામશંકર આજતો ધનના બ્રહસ્પતીજ બેઠા હતા. હું—પળીઆમાં ગયો એટલે ૪–૫ રાંડો મોંછણીની પેઠે મને વળગી પડી. કોઇ કહે. મહારાજ મને છોરૂં થતાં નથી, કોઈ કહે. મારૂં ઘર મંડાવી આલો, અને કોઇ કહે મારા સાસુ સસરા કપરાં છે તેને મારા કહ્યામાં આણીઆપો. રામશંકરને કહું, મેં પણ ઢોંગ અનેક કીધા. વાંદરીઓ બધી મારી સાથે એટલી રાજી થઇ ગઇ કે, મેં તેને ઝુજ ચીઠી દોરા કરી આલ્યા. તેના બદલામાં હું આજ પાંચ રૂપીઆ અને દશ શેર ચોખા લઈ આવ્યો." ત્યારે હરીભટ વાસણ માંજતા બોલે છે " હુંતો આઝ રૂપીઆ સ્પોની

ધાપ મારત, પણ શું કરૂં, અણુચિંતો ઘરનો ભાયડો આવી પુગો. તે બાઇને ધણીને મૂઠ મરાવવાનો વિચાર હતો; અને હું પણ ફાવત; પણ ધણી આવ્યો એટલે હું ચેમ હામ બીડું વારૂં ? ભાયડો મારેછે મશ જો."

જુઓ ત્યારે મોહલ્લામાં રખડતા ભોગળભટીઆઓ, અને તેલીયા રાજાઓ, આ પ્રમાણે કેવા ફીસબી છે ! જુઓ ત્યારે ભોળાલોકોને ઠગીને તેઓને આવી રીત ભાંડે છે ! અરે ! હિંદુ વર્ગની સ્ત્રિઓ ! અરે ભર્તખંડની નાજુક અબળાઓ ! તમારે તમારો ધણી વશ કરવો હોય, તેને રાત્ર દિવશ તમારા કબ્જામાં રાખવો હોય તો, તમે ચિઠ્ઠીદોરા શા સારૂં કરાવવા જાઓછો ? શું કામ નકામા પૈસા ખરચી ખરાબ થાઓછો ? સ્વામીને વશ કરવાનો મંત્ર તમારી પાસેજ છે. દૂર ક્યાં ફાંફાં મારવા જાઓછો ? **"તમે તમારા પતિ સાથે એવી રીતે વરતો કે તમારી સાથે ગુસ્સે થવાનું તેને કારણજ ન મળે."** મંગળ, શનિ, રાહુ વગેરેનો જપ કરાવવા કરતાં, આ મંત્રનો તમે જાતેજ જપ કરશો તો, તમને ઘણોજ લાભ થશે; અને તમે આ ભવમાં તો સૂખી થશો તો થશો, પણ વળી આવતા ભવમાં પણ, તમારૂં કલ્યાણ થશે. માટે હે સ્ત્રિઓ તમે એજ મંત્રને સાધો અને મારી ખાત્રી છે કે તમારી સર્વે મનકામના પરિપૂર્ણ થશે.

હવે સ્ત્રિઓને લગતા વ્હેમોમાં ભૂતોવીશે, ઉતાર મૂકવા વિશે દાણા ઉતારવા વિશે નજર લાગવા વિશે કોણે સાંભળ્યું નથી ? દુનિયાના ઘણા ભાગોમાં ભૂતપિશાચ વિશે વ્હેમો ચાલે છે, તે પ્રમાણે હિંદુસ્થાનમાં પણ ચાલે. એમાં નવાઈ નથી પણ બીજા દેશો સાથે સરખાવતા, આ દેશમાં એ બાબતવિશે ઘણીજ મૂર્ખાઈ દીઠામાં આવે છે. "ફૂલાણી ડાકણ થઈ છે તે બિચારી મગનને ધણીસાથે બનવાજ નથી દેતી. અરે ! એ ઘરનો ધણી તો ભૂત થયો છે તેથી આપણાથી એ ઘર ભાડે કેમ રખાય ? નારે બાવા!

કેવી આ વાતો !" એ વાતોને પુષ્ટી મળવાનું મોટું કારણ એ છે જે સઘળી સ્ત્રિઓ અજ્ઞાનતાને લીધે; વ્હેમનો ભોગ થઈ પડેલીઓ છે. તેઓ ભૂત જતી વિગેરેને બોલાવી, ભૂત કહડાવવાના હેતુથી ઘણોજ ખરચ કરે છે; પણ એમ નથી જાણતાં કે. એ બધું જે તેઓ કરે છે તે, ધુળમાંજ જવાનું. ભૂત પલિતવિશે શોધ કરવાનો મોટો ઇલાજ હિમ્મત અને ધીરજ છે. ના હિમ્મતવાન પુરૂશથી. એ બાબતનો બરોબર ખુલાસો મેળવી શકાતો નથી; ને તે માણસ ઉતાવળથી એ કામનો કશો અંત આણી શકાતો નથી. એ બાબતવિશે હિમ્મત અને ધીરજથી જે લોકોએ શોધ કીધી છે. તેને માલમ પડ્યુ છે કે ભૂત પાલતની વાતો તે માત્ર બીકણ અને અજ્ઞાની માણસની કલ્પનાનુંજ ફળ છે. યુરોપી અને અમેરીકા ખાતે એ વિશયપર લોકોનું મન દોડવાથ, સમજણા પૂરૂશોએ એનો ખુલાસો પક્કી રીતે મેળવ્યે. છે; અને તે એ છે કે ભૂત પિશાચ વિગેરેની વાતો કેવળ કલ્પિત તથા વ્હેમ ભરેલી છે.

પ્રિય વાંચનારાઓ અને મારા આર્ય બાંધવો ! આ મારી છેલ્લી વિનંતી આપ સદગ્રહસ્થો ધ્યાનમાં લેશો. મેં આ પૂસ્તકની અંદર કેટલેએક ઠેકાણે મારા આર્યોને કડવું લાગે એવા શબ્દો વાપર્યા છે. તે ધ્યાનમાં નહીં લેતાં આનો સારાંશ ગ્રહણ કરી વર્તશો તો. માત્ર તમારૂં એકલાનુંજ નહીં પણ આપણા આખા ભર્તખંડનું કલ્યાણ થશે: અને સુખ સંપતિમાં વધારો થશે. આર્ય બાંધવો ! આ પૂસ્તકનો જો જરાપણ સાર ગ્રહણ કરીને વર્તશો તો તેનો લિખનાર એવું માનશે કે પરમ કૃપાળુ ઈશ્વરે તેને તેની મેહેનતનો બદલો આપ્યો. ભલા ભર્તખંડ અને ભલા આર્યોનું ભલું થજો.

આમીન. આમીન. આમીન.

સમાપ્ત.